હુન્નરવિજ્ઞાનની છઠ્ઠા વર્ષની ભેટ

# શ્યામ-મનોરમા



—•—

(અતિ ઉપદેશક, રસીક નવલકથા)

પ્રકાશકઃ

જેઠાલાલ દેવશંકર દવે વૈદ

પ્રકાશક-હુન્નરવિજ્ઞાન-અમદાવાદ.

હુન્નરવિજ્ઞાનની છઠ્ઠા વર્ષની ભેટ

# શ્યામ-મનોરમા


અનુવાદકઃ

**જેઠાલાલ દેવશંકર દવે વૈદ્ય**

તંત્રી ભાગ્યોદય



પ્રકાશક

જેઠાલાલ દેવશંકર દવે વૈદ્યે

**શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં**

છાપીને પ્રસિદ્ધ કર્યું

**હુન્નરવિજ્ઞાન ઑફીસઃ ખાડીયા-અમદાવાદ**

સંવત ૧૯૮૪ સને ૧૯૨૭

આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦

મૂલ્ય રૂ ૧—૦—૦

અમદાવાદ
# જેઠાલાલ દેવશંકર દવે રચિત પુસ્તકો

ની કૉપીરાઈટ-સંગ્રહ

કાયદાનો શિક્ષક—ફોજદારી,રેવન્યુ અને દીવાની કાયદાઓનું જુથ રૂ.૧૫)
ભવિષ્યવેત્તા—ભુત ભવિષ્ય અને વર્ત્તમાનકાળનું જ્ઞાન પ્રાપ્ત કરાવનાર રૂ. ૫)
ધનવાન—(વોલ્યુમ ૧ લું) ધન આપનાર હજારો પ્રયોગો કીં. રૂ. ૧૦)
ધનવાન—(વો. ૨ જું) ધનપ્રાપ્તિના માર્ગો-હુન્નર ઉદ્યોગ શિક્ષક રૂ.૮)
માસ્તર ઓફ નોલેજ—અંગ્રેજી,બંગાળી,મરાઠી હિંદી,સંસ્કૃત, શિક્ષકરૂ.૭)
હિંદુસ્તાનની તીર્થયાત્રા—આખાહિંદનાં ધામોની સંપૂર્ણ હકીકત રૂ.૭)
સ્વધર્મનિષ્ટ દૈવીજીવન—ધર્મનિષ્ટ ૧૫૦ મહાન પુરૂષોનાં જીવન રૂ ૬)
ત્રિકાળદર્શક દર્પણ—(વો. ૧ લું) કિંવા પ્રેતાવાહનવિદ્યા રૂ. ૫)
ચમત્કૃતિજ્ઞાન દર્શક દર્પણ—થોટ રીડીંગ, યોગવિદ્યા મેસ્મેરીઝમ રૂ. ૫)
સ્ત્રીહિત શિક્ષક-ચંદ્રકાંતાની આત્મકથારૂપે ૧૫૦ સતીઓનાં જીવન રૂ.૪
શ્રીમદ શંકરાચાર્ય-ચરીત્ર કિંવા શંકરદિગ્વિજય-સંપુર્ણ જીવનચરીત્રરૂ.૩)
શ્રીચરકસંહિતા—વો.૧ લું. મૂળસહિત ભાષાંતર વૈદકનો પુરાતની ગ્રંથ રૂ.૫
મહાત્મા ગાંધી—અને હિંદના નવ નરરત્નોનાં જીવનચરીત્રો. રૂ ૧-૮
રેવન્યુ અને ફોજદારી—૨૦ કાયદાઓનો સંગ્રહ (ચોથી આવૃત્તિ) રૂ ૪)
વહુઠકુરાણી—ટાગોરકૃત નવલકથા ( સ્ત્રી ઉપયોગી ) રૂા. ૧।।
રાજર્ષિ—ટાગોરકૃત નવલકથા (બાળ ઉપયોગી) રૂા. ૧।।
ગૃહિણી રત્નમાળા—ભાગ ૧ લો અને બીજો—કૌમુદિનીની આત્મકથા. ૨।।
પરશિઅન નાઇટસ—અરેબીયનનાઇટસ જેવીજ રસીલીવાતોનો સંગ્રહરૂ.૧
એકાગ્રતા અને દિવ્ય શકિત—અધ્યાત્મ જ્ઞાન પ્રાપ્ત કરાવનાર રૂ. ૧
આત્મજયોતિ—કિંવા બ્રહ્મદર્શન—તત્વજ્ઞાન સંબંધી ઉત્તમ પુસ્તક રૂ.૧)
વૈદ્ય યાને વૈદક ભાગ ૧-૨ વૈદકીય પુસ્તક વૈદકના અનેક પ્રયોગો રૂ.૧।।
દેશી વૈદુ—વૈદકનું ઉત્તમ પુસ્તક વૈદકની શાસ્ત્રીય દવાનો સંગ્રહ રૂ. ૧

વૈદ જેઠાલાલ દેવશંકર દવે ખાડીઆ—અમદાવાદ

# પ્રસ્તાવના

હુન્નરવિજ્ઞાનના ગ્રાહકોને છઠ્ઠા વર્ષની ભેટમાં આ પુસ્તક આપતાં હર્ષ થાય છે. બંગાળના પ્રસિદ્ધ ઉપન્યાસ લેખક શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયની ઉત્તમ નવલકથાનો આધાર લઇ હિંદુસમાજને યોગ્ય પાત્રો આદિનાં નામ અને વ્યવસ્થા ગોઠવી આ નવલકથાનો અનુવાદ કર્યો છે.

શરદબાબુની નવલકથાઓ બંગાળમાં ઘણી વખણાય છે, તેના અંગ્રેજીમાં પણ અનુવાદ થયા છે. ગૃહવ્યવહારને લગતી બાબતો ઉપર આ વાર્તામાં ખાસ લક્ષ આપવામાં આવ્યું છે; સમાજની કેટલીક પ્રથાઓથી કેવી રીતે કુટુંબ કલેશ થાય છે તેનું દિગ્દર્શન આ વાર્તામાં કરેલું છે; સ્યામમનોહર એ એક ગૃહસ્થનો પુત્ર છે. કાકાની સાથે અણબનાવ થાય છે, કાશી જઇ રહે છે ત્યાં વિધવા સુલોચનાની પુત્રી મનોરમા સાથે લગ્ન કરી પાછો આવે છે; સુલોચના સોમનારાયણ સાથે નીકળી ગયેલી તે વાત સોમનારાયણ પૈસા પડાવા માટે ઉઘાડી પાડે છે. ગામમાં વાત ચર્ચાય છે, સ્યામમનોહરના કાકા અને સ્યામમનોહરને ઘેર રહેતી મામી મહાલક્ષ્મી આ વાતને છેડે છે, મનોરમાનો ત્યાગ કરાવે છે; મનોરમા કાશી જાય છે ત્યાં હરિશંકર પંડયા તેને રાખતા નથી તેથી વૃદ્ધ વિનોદકાકાને ત્યાં જઇ રહે છે, ત્યાં પુત્ર વિનુનો જન્મ થાય છે.

સ્યામમનોહરને ફરી પરણવા મહાલક્ષ્મી, મુગટશંકર લલચાવે છે પણ તે વાત તેને ગળે ઉતરતી નથી, પાછો કાશી જાય છે. પુત્ર વિનુના બાળ સ્નેહથી આકર્ષાય છે, સોમનારાયણ સ્યામમનોહરના કાકા મુગટશંકર પાસે રૂપિયા કઢાવા-મનોરમાની વાત ઉઘાડી પાડવા જાય

છે; પણ ખટપટી મુળશંકર તેને રૂપિયા આપી ચોરીનું તહોમત મુકી પકડાવી સજા કરાવે છે. આમ પીડા ટળે છે. શ્યામમનોહર મનોરમા અને વિનુને લઇ ઘેર આવે છે. મુળશંકરને વૃદ્ધાવસ્થામાં ભત્રીજાની લાગણી થાય છે અને તેની વાત ડાબી દઇ જમણવાર કરી દે છે. મનોરમા સાથે શ્યામમનોહર આનંદનો અનુભવ કરે છે, વિનુની કાલી ઘેલી વાણી સાંભળી સર્વને હર્ષ થાય છે. વિનોદકાકા વિનુના વિયોગે સ્વર્ગે જાય છે.

આ પ્રમાણે ટુંકમાં આ વાર્તાનો સાર છે. પરંતુ આ વાર્તા વાંચતાં વ્યવહારનાં મનુષ્યોની કપટ લાલસા, પોતાના હિત માટે અન્યની જીંદગી ધુળ ધાણી મેળવી દેવામાં પણ ન અચકાનાર આ પુરુષોનાં કારસ્થાનો, સમાજ વ્યવસ્થાને માન આપી વ્હાલી પત્નિનો ત્યાગ, વિયોગનું દુઃખ, પ્રપંચી ગુંડાઓ સારા માણસો પાસે ડર બતાવી કેવી રીતે પૈસા કઢાવે છે, આદિ વ્યવહારની અનેક રસભરી વાતો આનંદ કરૂણા અને અંતે અનેક ખટપટોના ભોગે સત્યનો જય બતાવે છે. વાર્તા વાંચકોને ઉપયોગી થઇ પડશે. તેમનાં જીવનને સુધારવા મદદરૂપ થઇ પડશે એવું અમે ધારીએ છીએ.

હુન્નરવિજ્ઞાનના ગ્રાહકોને આ રસભરી ઉત્તમ નવલકથાથી આનંદ અને સંતોષ થશે એમ ઇચ્છીએ છીએ. અને ગ્રાહકોને આ પુસ્તક વાંચી સંતોષ થશે તો આવી ઉત્તમ વાર્તાઓ અમે માસીકમાં પણ આપતા રહીશું.

હુન્નરવિજ્ઞાન ઑફીસ
કાર્ત્તક શુકલ પૂર્ણિમા
૧૯૮૪
તા. ૯-૧૧-૧૯૨૭

જેઠાલાલ દેવશંકર દવે વૈદ
પ્રકાશક.

# વિષયાનુક્રમણિકા

જેઠાલાલ દેવશંકર દવે રચિત પુસ્તકો.

# હિંદુસ્તાનની તીર્થયાત્રા ( સચિત્ર )

## અને મુસાફરીનો ભોમીઓ. ( બીજી આવૃત્તિ )

આ પુસ્તક હમણાંજ બહાર પડ્યું છે, તેની અંદર હિંદુસ્તાનમાં આવેલાં હિંદુ, મુસલમાન, જૈનો, વિગેરેનાં યાત્રાઓનાં સ્થળો, ત્યાં કયે કયે રસ્તે જવાય છે, તે ત્યાં દર્શન કરવાનાં મંદિરો વીગેરે, તેનું શાસ્ત્ર પ્રમાણેનું મહાત્મ્ય; ઐતિહાસીક માહિતી, બીજાં જોવા લાયક સ્થળો, ત્યાંની વેપારની કઇ કઇ વસ્તુઓ દેશાવર જાય છે વિગેરે ઉપયોગી હકીકત આપેલી છે. જેની અંદર આબુરોડ. અંબાજી. અજમેર, પુષ્કરતીર્થ, હીંગળાજ, માતા, ઉદેપુર, જોધપુર, બીકાનેર જેસલમીર, શ્રીનાથદ્વારા, કાંકરોલી, ઉજ્જન, ઓંકારેશ્વર, ઇંદેર,મથુરાં, આગ્રા, દિલ્હી, હરદ્વાર, લાહોર, અમૃતસર, પંઝાબ, બદ્રિકેદારનાથ, શ્રીનગર–કાશ્મીર, લખનૌ,અયોદ્ધા, કાશી, ગયાજી, શ્રીસમેતશિખર, વૈજનાથ મહાદેવ, કલકત્તા, જગન્નાથપુરી, મદ્રાસ, શ્રી સેતબંધુરામેશ્વર, શ્રીરંગજી, શીવકાંચી, વિષ્ણુકાંચી, સાક્ષીગોપાળ, કોચીન, હુબલી, નાસક, ત્રંબક, પુના, મુંબાઇ, ચ.ણોદ, શુકલતીર્થ, ડાકોર, દ્વારકાં, પ્રભાસપાટણ, ગીરનારપર્વત, પાલીતાણા વિ. યાત્રાનાં સ્થળોનુ વર્ણન છે, ત્યાં શું શું યાત્રા કરવાનાં ધામ છે. શું જોવા લાયક જગ્યાઓ છે. વેપારની કઇ કઇ ચીજો મળે છે. ત્યાં ઉતરવાની શી વ્યવસ્થા છે,ગાડી કયાં બદલાય છે વિગેરે ઉપયોગી સંપૂર્ણ માહિતીનો આ પુસ્તકમાં સમાવેશ છે. કીમત રૂ. ૭–૦

## સુખી દંપતિ અને જયાદેવીની આત્મકથા— આ પુસ્તકમાં શ્રી ઉપયોગી

૧૫ પ્રકરણો છે. પત્નીએ પતીને સહાય કરવી, પતિવ્રતાની કસોટી, પડતીમાંથી ચઢતી, બાળકો કેમ ઉછેરવાં વિગેરે રસીક વિષયો છે. કીંમત રૂ ૧—૮—૦ **ભાગ્યોદય ઓફીસ**, ખાડીયા–અમદાવાદ.

જેઠાલાલ દેવશંકર દવે રચીત પુસ્તકો.

# પાંચસો રૂપીયા ખર્ચતાં ન મળે તે પુસ્તક

## માત્ર રૂ. ૧૫ માંજ

# કાયદાનો શિક્ષક (ચોથી આવૃત્તિ)

જેની અંદર નીચે પ્રમાણે ફોજદારી રેવન્યુ. અને દીવાની ૧૨૪ કાયદાઓ આપેલા છે. જેની હજારો નકલો થોડાજ વખતમાં ખપી ગઇ છે. કાયદાનું જ્ઞાન દરેક માણસે મેળવવું જોઇએ. આ પુસ્તકને માટે કલેકટરો, હાઇકોર્ટ જડજો, સેસન જડજો, માજીસ્ટ્રેટો, દીવાનો, સરસુબા, વિગેરે અનેક વિદ્વાનોના હજારો અભિપ્રાયો મળ્યા છે. કીં. રૂ. ૧૫—૦—૦ છે.

**ફોજદારી કાયદા**—ક્રીમીનલ પ્રોસીજરકોડ ટીકા સાથે. ઇંડીઅન પીનલ કોડ ટીકા સાથે, ડીસ્ટ્રીકટ પોલીસ એકટ; ડબા એકટ, રેલ્વેનો એકટ, આબકારી એકટ, મ્યુનીસીપલ એકટ, પુરાવાનો કાયદો; કંપનીનો એકટ વિગેરે.

**દીવાની કોર્ટના કાયદાઓ**—સીવીલ પ્રોસીજરકોડ (પુરેપુરો) મુદતનો કાયદો, હિંદુ લૉ—કરારનો કાયદો, મુસલમાની સરેહ; કોર્ટફીનો એકટ, સ્ટામ્પ ડ્યુટીનો કાયદો, પારસીઓના વારસાનો કાયદો, દસ્તાવેજોના નમુના, ફોજદારી અને દીવાની કોર્ટની અરજીઓના નમુના.

**રેવન્યુ યાને મુલકી કાયદાઓ**— લેન્ડ રેવન્યુ કોડ, ( પુરેપુરો અગત્યની નોટ સાથે ) મામલતદારોની કોર્ટોનો એકટ, નરવાનો કાયદો, તાલુકદારોનો કાયદો વગેરે.

આ પુસ્તકમાં આપેલા કાયદા છુટા છુટા ખરીદવાથી ઘણા જ રૂપીયા ખર્ચ આવે છે. કીંમત રૂ. ૧૫.

**ભાગ્યોદય ઓફીસ, ખાડીયા—અમદાવાદ**

જેઠાલાલ દેવશંકર દવે રચીત પુસ્તકો

# વૈદ યાને વૈદક ભાગ ૧ લો અને ર જો.

આ પુસ્તકના પહેલા ભાગમાં તમામ રોગ મટે એવાં ઔષધો અને વનસ્પતિશાસ્ત્ર આપવામાં આવ્યાં છે. આ ઔષધો અકસીર વનસ્પતીમાંથી તે શી રીતે બનાવવાં તથા કઇ દવા કયા રોગ મટાડે છે તે તથા કઇ દવા કઇ વનસ્પતીની કેવી રીતે બનાવવી તે છે. **બીજા ભાગમાં** દરેક ધાતુ તથા વિષનું શોધન કરી ભસ્મો બનાવવાની રીત તથા તેની બનતી માત્રાઓ, અવલેહો ઘૃતો, તૈલો, તથા આસવો વગેરે બનાવવાના પ્રયોગો તે દરેક માણસ સમજી શકે તેવા આપ્યા છે. બન્ને ભાગની કીંમત રૂ. ૧–૮–૦.

**સ્વર્ગિય સુખ**– ઉત્તમ સદ્‌ગુણો અને ઉત્તમ ચરીત્રથી મનુષ્યની જીંદગી શી રીતે સુધરે એ અનેક મહાપુરૂષોના દ્દષ્ટાંતોસહિત તેમાં સમજાવવામાં આવ્યુ છે કીં. રૂ, ૧-૦–૦

**મૂર્ત્તીપૂજા અને મોક્ષપ્રાપ્તિનો મહામંત્ર**––આ પુસ્તકમાં મુર્ત્તિપૂજા કરવી એ શાસ્ત્ર સંમત્ત છે. મુર્તિપૂજા કેવી રીતે કરવી તેનું ફળ વગેરે વિષયો છે. કીં રૂ. ૦–૮–૦

**ગૃહિણી રત્નમાળા**– અને કુમુદિનીની આત્મકથા સ્ત્રી ઉપયોગી (આવૃત્તિબીજી) આ પુસ્તકમાં ૨૫ પ્રકરણો છે.જે વાર્તારૂપે રસીક ભાષામા છે જેમા પતિ સાથે પત્નીએ કેવી રીતે વર્તવું, સ્ત્રી શીક્ષણના જરૂર. બાળકોનુ પાલન, ગૃહીણીપદ વિગેરે ઉપયોગી વિષયો છે, પાકું પુંઠું પાન ૪૦૦ કીં રૂ ૨–૮-૦.

**સ્વર્ગિય સુખ** ઉત્તમ સદ્‌ગુણો અને ઉત્તમ ચારીત્રથી મનુષ્યની જીંદગી શી રીત સુધરે એ અનેક મહાપુરૂષોનાં દ્દષ્ટાતો સહિત તેમાં સમજાવવામાં આવ્યુ છે. કીં. રૂ. ૧–૦–૦

ભાગ્યોદય ઓફીસ-અમદાવાદ.

# દવે કેમીકલ વર્કસ અને દવે આયુર્વેદિક

# ફાર્મસી

## . ની શાસ્ત્રીય પેટંટ—દેશી દવાઓ

અમારી પેટંટ દવાઓ આજકાલ કરતાં દસ બાર વર્ષથી લોકોના અનુભવમાં આવેલી છે, આ દવાઓ આયુર્વેદમાંથી શોધન કરી અમે ખાસ અનુભવ લઇ બનાવેલી છે. અને જેને લાખો માણુસોએ વાપરી અજમાવી ખાત્રી કરી છે.

વૈદ્યો અને ડોકટરો અમારી પેટંટ દવાઓ વાપરે છે વેપારીઓ જથાબંધ મંગાવી વેચે છે એ જ અમારી દવાઓની શ્રેષ્ટતા છે.

**લીવર સોલ્યુશન**—ખરોળ, લીવરના વ્યાધી, પાંડુ કમળો, લોહીની ફીકાશ મટાડે છે. તાવ અને જીર્ણજ્વર મટાડી લોહી સુધારી શકતી આપે છે. ૪ ઔંસની બા. ની. કીં રૂ. ૧)

**સારસા પરીલા**—દેશી વનસ્પતીના મુળાડીયામાંથી બનાવેલુ આ સારસા પરીલા વિલાયતી સારસાપરેલા કરતાં હજાર દરજ્જે ગુણમાં ચઢે છે, ગરમી મટાડી લોહી સુધારે છે. ખસ, લુખસ, ચામડીના વિકારો, ચળ, ચાંદી, વીસ્ફોટક મટે છે. લોહી સુધારી શકિત આપે છે. ૪ ઔંસ બાટલીની કીં રૂ. ૧)

**કફ સીરપ**—આ કફ સીરપ દીવસમાં ૩ વખત પાણી સાથે એકેક ચમચી પીવાથી કફ, ઉધરસ, છાતીનો દુઃખાવો મટે છે, નબળાઈ મટાડે છે. ૪ ઔંસ બાટલીની કીં. રૂ, ૧)

**ટોનીક સીરપ**—નબળાઇ મટાડી શકિત આપે છે, શરીરનો દુઃખાવો, ધાતુની નબળાઇ અને અશકિત મટાડે છે. બા. ૧ રૂ. ૧)

દવે કેમીકલ વર્કસ અને દવે આયુર્વેદિક ફાર્મસી—અમદાવાદ

## ભુખ લગાડી, ખાધુ પચાવી, દસ્ત સાફ લાવનાર
## આનંદવટી

આ દવાથી—કકડીને ભુખ લાગે છે, ખાધેલું હઝમ થઇ જાય છે અને નિમયસર દસ્ત લાવે છે. પેટના ગડગડાટન મટાડે છે. ખાવા ઉપર રૂચી થાય છે, અજીરણુ મટાડે છે, ખરાબ ઓડકાર આવતા નથી અને મ્હોંને સ્વદિષ્ટ બનાવે છે, દરેક માણુસે એક ડબી હંમેશાં પાસે રાખવીજ જોઇએ. કીં રૂ, ૧)

## ધાતુગત દોષો મટાડી જીવનશકિત બક્ષી મગજને પુષ્ટ કરનાર
## જીવન—ચ્યવન પ્રાશાવલેહ

એ ખરેખર જીવન જ છે. આ જીવનનો ચાલુ ઉપયોગ કરવાથી દીર્ઘ જીવન પ્રાપ્ત થાય છે, મગજ પુષ્ટ થઇ બુદ્ધિ અને યાદશકિત વધે છે, ધાતુગત દોષો મટાડી શરીર પુષ્ટ બનાવે છે તેમાં પડતી વસ્તુઓ વનસ્પતિની અને નુકશાન ન કરનાર છે. ખાવામાં સ્વાદિષ્ટ રહેજતદાર અને આરોગ્યને જાથુને માટે ફાયદો બક્ષનાર છે. નબળાઇ, પાહુ ખાસી, ક્ષય, સંગ્રહણુ, મરડો, અમ્લપીત તથા ધાતુવિકારનાં દરદોમાં તેનો ગુણુ અનુભવસિદ્ધ છે તેની ૧ રતલના ડબાની કીંમત રુ. ૨-૦-૦ રાખી છે. ત્રણુની કીંમત રૂ, ૫-૦-૦ પોસ્ટેજ જુદું, વિદ્યાર્થીઓ, મગજનું કામ કરનારા માસ્તરો, વકીલો વિગેરે માનસિક મહેનત કરનારને તો તે અમૃતતુલ્ય છે. આ દવા દ્રાક્ષાસવ સાથે પીવાથી સારો ફાયદો કરે છે.

**વૃદ્ધગંગાધર ચુર્ણ**—આ ચુર્ણ ૦। થી ૦।। તોલો દીવસમાં ૩ વખત છાસ સાથે લેવાથી ઝાડા બંધ થાય છે, પાચનશકિત વધારે છે, (શા. સં.) પાશેરના ૦-૮-૦

દવે કેમીકલ વર્કસ, દવે આયુર્વેદિક ફાર્મસી, રીચીરોડ-અમદાવાદ

# દમરોગ નીવારણુ ગુટીકા

આ દવાથી ઘણા માણસોના જુના દમના રોગો મટયા છે: તેનો ઉપયોગ કરવાથી શ્વાસ નિયમસર ચાલે છે. ફેફસાંને તંદુરસ્ત બનાવે છે. અને શ્વાસ કે ઉદરસ ચઢતી બંધ થાય છે. દમ મટે છે. ખવાય છે. દસ્ત ખુલાસે થાય છે. ને ખાધુ પચે છે, તેની કી,. રૂ. ૩ ) અનુપાનની કીંમત રુ. ૨ )

# હીસ્ટીરીઆહર પીલ્સ

સ્ત્રીઓને જુવાન વયમાં આ રોગ લાગુ પડે છે, પછાડ આવે એ ભાન થઇ મોંડે ફીણ આવે, હાથ પગ ઘસે, કેટલી સ્ત્રીઓ ધુણે ને લવરી કરે છે; કેટલાકો ભુતના વહેમમાં ભુવા આખડીમાં પૈસા ખર્ચે છે આ દવાથી ગમે તેવો જુનો હીસ્ટીરીઆ, વઇ, મુર્છા, અને ફેફરૂં મટે છે. ઘણી સ્ત્રીઓના રોગો મટી ગયા છે, એક વાર વાપરવા ખાસ ભલામણ છે. કીં રૂ. ૨-૦-૦ અનુપાનની કીં રૂ. ૨ મળી રૂ. ૪-૦-૦ સુંઘવાની ડબી રૂ. ૧ ની મફત મળશે.

# હરસનાશક ગુટિકા

આ દવાથી ગમે તેટલી લાંબી મુદ્દતના હરસ હશે, લોહી પડતું હશે કે સુકા હશે અને કોઇ પણ ઉપાયે મટતા નહિ હોય. ઘણી દવાઓ કરી કંટાળ્યા હશો, ઓપરેશન કરાવી થાકયા હશો. તો પણ આ દવાથી તમને હરસ મટશે, દુઝતા હરસ હશે અને લોહી પડતું હશે તે તો એકજ દિવસમાં મટી જશે. આ દવા હરસ ઉપર એટલી ગુણકારી જણાઇ છે કે તેનાથી હજારો માણસોએ પોતાનું હરસનું દરદ નાબુદ કર્યું છે. આ સંબંધી સેંકડો સર્ટીફીકેટો મળ્યાં છે. કીં, રૂ. ૩-૦-૦ અનુપાનના ડબાની કીં. રૂ. ૨) આ દવા અનુપાનના ડબા સાથે ખાવાથી એકદમ વધુ ફાયદો કરે છે.

દવે કેમીકલ વર્કસ અને દવે આયુર્વેદિક ફાર્મસી-અમદાવાદ

# પ્રમેહ નીવારણ પીલ્સ

આજકાલ સેંકડો માણસોને પ્રમેહ થયેલો હોય છે, તો કોઇને મધુપ્રમેહ પેસાબે અગન બળે છે; ધાતુ જાય છે; કોઇને મીઠો કે સાકરીઓ મધુપ્રમેહ થયેલો હોય છે, નાના કે મોટા સર્વ કોઇ તેનાથી રીબાતા હોય છે. જો તમને પ્રમેહ કોઇપણ પ્રકારનો પરમીયો; કે મધુપ્રમેહ થયો હોય તો આજેજ પત્ર લખી અમારી પ્રમેહ પીલ્સ મંગાવો તેનાથી હજારો માણસોને પ્રમેહનો રોગ મટયો છે, તમને પણ મટશે જ પ્રમેહને માટે આ દવા તરત અસર કરનાર અને ચમત્કા છે. ડબી ૧ ની કીં રૂ. ૨-૦-૦ અનુપાનની ડબાની કીં રૂ. ૨ તેથી જરૂર આરામ થશે હજારો સર્ટીફીકેટો મળ્યાં છે. પ્રમેહ માટે આ દવા ખાત્રીવાળી અનુભવ સિદ્ધ છે.

---

**બાળકોને ભણવામાં હોંશિયાર, ચાલાક, બુદ્ધિમાન કરવો હોય તો**

## મેમોરાઇન (રજીસ્ટર્ડ)

નાના બાળકોને નાનપણથી જ આ દવાનું સેવન કરાવ્યાથી તેમની બુદ્ધિ અને યાદદાસ્તી વધે છે. કોઇ અઘરા વિષયો સહેલથી શીખી શકે છે. તેમનું મગજ ઠંડુ રહે છે, જ્ઞાનશકિતઓ ખીલે છે; ગણિતના અઘરા વિષયમાં મન પરોવી શકે છે. અઘરા વિષયો રહે-જવારચાં વગર ગોખણપટ્ટીએ યાદ રહી જશે. કીં રૂ. ૨

**મેદવાયુની ગોળીઓ**—૨ થી ૪ ગોળી મધ સાથે દીવસમાં ત્રણ વખત લેવાથી મેદવાયુ મટે છે, શરીર પાતળું થઇ શકિત વધે છે. હાંફ મટે છે. ચરબી ઓછી થાય છે, ૪૦ ગોળાની કીં રૂ, ૧

**પુનર્નવાદી મંડુર**—સોજા, ફીકાશ, પાંડુરોગ, કમળો બરોળ મટી લોહી સુધારે છે. તો, ૧ ની કીં, રૂ, ૨)

**દવે કેમીકલ વર્કસ અને દવે આયુર્વેદિક ફાર્મસી—અમદાવાદ**

ગમે તેટલા વૈભવો અથવા ધનદોલત હોવા છતાં પણ જો શરીરમાં શકિત નહિ હોય તો તે સર્વ સુખ નકામું છે.

## શકિત વર્ધક—**ટોનીક પીલ્સ**

**આ દવાથી શરીરમાં શકિત આવે છે. ફાટ, ચુસ, કળતર, અશકિત, હાંફ ચઢવો, કમર દુખવી મટે છે. મગજને ઠંડક આપે છે. અને શરીરમાં નવી શકિત ઉત્પન્ન કરે છે.** ધાતુગત દોષો મટાડી, ખરૂ પુરૂષત્વ બક્ષે છે, કે સ્વપ્ને કોઇ પણ રસ્તેથી ધાતુનું જવું બંધ કરી ધાતુને ઘટ્ટ કરી વધારે છે, લોહી સુધારે છે. અને સંસારના ખરા આનંદનો સ્વાદ ચખાડે છે, તમામ વૈભવ હોય છતાં પણ જો શરીર નબળું હોય વીર્યની ક્ષીણતા હોય અને ધાતુનું કમજોરપણું હોય તો તે સર્વ વૈભવો નકામા છે, આજકાલ ખરાબ કુટેવોનું બ્રહ્મચર્યનું ન પાલન કરવાથી, અને બાળલગ્નથી ઘણા યુવાન પુરૂષો નિસ્તેજ અને વીર્ય વિહિન થઇ ગયેલા હોય છે, તેવા મનુષ્યોએ ફરી નવેસરથી યુવાવસ્થાના ખરા આનંદનો ઉપભોગ કરવો હોય તો અમારી આ દવા એક વાર વાપરી જોવી, ઘણા માણસોએ તેનો લાભ મેળવી નવી જુવાની, નવું બળ અને નવા ઉત્સાહને મેળવ્યો છે, કીં રૂ. ૧; ત્રણની કીં રૂ. ૨-૧૦-૦ આ દવા જીવન સાથે વાપરવાથી વધુ ગુણ કરે છે.

**પાચન મંદાગ્નિ ટીકડી**—૨ થી ૩ ટીકડી દીવસમાં બે ત્રણ વખત લેવાથી ખાધુ પચી જાય છે, ભૂખ લગાડે છે, મંદાગ્નિ મટાડે છે. ૧૦૦ ટીકડીનો રૂ. ૧)

**ઉપદંશ અને ગરમીની ગોળી**—૧ થી ૪ ગોળી મધ સાથે દીવસમાં ત્રણ વખત લેવાથી ગરમી. ઉપદંશ, પેશાબે લાહ્ય બળવી મટે છે, ૪૦ ગોળીની કીં, ૨—૦

દવે કેમીકલ વર્ક્સ, દવે ફાર્મસી અમદાવાદ



# શ્યામ-મનોરમા

## પ્રકરણ ૧ લું

### કુટુંબ કલેશ-વિદેશગમન



જે દિવસે શ્યામમનોહરના પિતાનું શ્રાદ્ધ હતું, તે દિવસ પહેલાં તેને તેના કાકા મૂળશંકર ભટ્ટ સાથે કાંઇક બોલાબોલી થઇ હતી. મુળશંકરે શ્યામ મનોહરને ત્યાં પોતાના ભાઇના શ્રાદ્ધનું સર્વ કાર્ય તો સારી રીતે કર્યું, પણ પોતે જમવા આવ્યા નહિં. અને પોતાના ઘરનાં છોકરાંને પણ જમવા મોકલ્યાં નહિં. શ્રાદ્ધમાં બ્રાહ્મણ ભોજન થઇ ગયા પછી શ્યામમનોહરે પોતાના કાકાને હાથ જોડી કહ્યું: કાકા, જો મારી કાંઇ ભૂલ થઇ હોય, કાંઇ અપરાધ થયો હોય તો આપ મારા પિતાતુલ્ય છો, હું આપના પુત્રસમાન છું. આ વખતે આપ મને ક્ષમા કરો.

પિતાતુલ્ય મૂળશંકરે કહ્યું: ભાઇ, તું તો મુંબાઇમાં એજન્ટ

થયો, વિદ્વાન કહેવાય, અમે તો જુના જમાનાના મૂર્ખ કહેવાઇએ. અમારી સાથે તારા સરખા વિદ્વાનોને ન બને એ સ્વાભાવિક છે. તેથી શાસ્ત્રકારો કહે છે કેઃ મુળ કાપી નાંખીને ડાળીએ ને પાણી પાવું. એમ બને છે.

આ કહેવતની સાથે આધુનિક પંડિત અને જુના જમાનાના મૂર્ખને કોઇ ખાસ સંબંધ હતો નહિં, તથાપિ મુળશંકરે પોતાના મનમાં જે ભાવ પ્રગટ કર્યો હતો, તે સમજીને શ્યામમનોહરે મનમાંને મનમાં પ્રતિજ્ઞા કરી કેઃ હવેથા મારે મારા કાકાની સાથે કોઇપણ જાતનો સંબંધ રાખવો નહિં. શ્યામમનોહરના બાપના જીવતાં પણ એ બંને સગા ભાઇઓમાં કાંઇ ખાસ પ્રેમ નહોતો, પણ ખાવા પીવાનો અને લેણદેણનો સંબંધ તો હતોજ હવે તે પણ બંધ થઇ ગયો. શ્યામનોહરના પિતા સારૂ કમાયા હતા તેથી સારી મિલ્કત મુકી ગયા હતા. પરંતુ ઘરમાં શ્યામમનોહરને અડીને કોઇ બીજું સગું નહોતું તેને માત્ર એક મામા હતા અને એક મામી હતી. જેને પ્રજા નહોતી, તે બંને સ્યામમનોહર ભેગાં રહેતાં હતાં.

જ્યારે ઘરમાં બધું શાંત થયું ત્યારે શ્યામમનોહરે પોતાના મુનિ· અને કહ્યું કેઃ હું કેટલાક દિવસ બહાર ગામ જવાનો છું. માટે તમે ઘરબારનું સર્વ કામકાજ જે પ્રકારે પહેલાંથી કરતા આવ્યા છો તે પ્રમાણે કર્યા જજો. અને આવતાં કદાચ વિલંબ પણ થાય આ સાંભળી સ્યામમનોહરના મામા કિશોરલાલે કહ્યુંઃ ભાઇ હવે તારે બહાર ગામ જવાની જરૂર નથી. તારૂં ચિત હાલમાં દુઃખી છે તેથી હાલમાં તો તારે ઘરમાં રહેવુ યોગ્ય છે. પરંતુ શ્યામમનોહરે તેમની એ વાત, ઉપર ધ્યાન ન આપ્યું અને પોતાના ઘરનો બધો કારભાર ગુમાસ્તાને સોંપી પોતે જવાની તૈયારી કરવા લાગ્યો. જે મકાનમાં તે રહેતો

હતો તે ઘરની વ્યવસ્થા પોતાના મામા કિશોરલાલને સોંપી અને પોતે સામાન્ય માણસની માફક બહારગામ જવા નીકળ્યો. સાથે એક નોકર પણ ન રાખ્યો.

શ્યામમનોહરના ગયા પછી કિશોરલાલની સ્ત્રીએ કિશોરલાલને એકાન્તમાં બોલાવીને કહ્યું: કે તમે એક કામપણ ન કર્યું ? જ્યારે શ્યામમનોહર ગામ ગયો ત્યારે તમે તેની પાસે કાંઇ લખાવી કેમ ન લીધું ? કોણ જાણે છે કે: મનુષ્યને કાલે શું થશે ? વિદેશમાં અચાનક કાંઇ સારૂ નરસું બન્યું તો તમે કયાં જઇ રહેશો.

કિશોરલાલે કાનપર હાથ મૂકી અને દાંતથી જીભ દબાવી કહ્યું છી, છી, એવી વાત કદી મોંથી ના બોલ.

કિશોરની સ્ત્રી મહાલક્ષ્મી ગુસ્સે થઇ બોલી,તમે મુર્ખ છો,એથીજ મારે આવી વાત કહેવી પડે છે. તમે સમજુ હોત તો મારે આવી વાત કરવી ન પડત. બે ચાર દિવસમાં કિશોરને પોતાની સ્ત્રીની કૃપાથી જણાયું કે: એણે જે કહ્યું હતું તે ઠીક હતું. તે વખતે તે પસ્તાવો કરવા લાગ્યો.

વર્ષેક દિવસ સુધી શ્યામમનોહર જુદાં જુદાં સ્થાનોમાં એકલો ફર્યો; એ પછી તે ગયાજી ગયો અને ત્યાં પોતાના સ્વર્ગીય પિતાનું વાર્ષિક શ્રાદ્ધ કર્યું. છતાં હજુ તેને ઘેર જવાની ઇચ્છા થઇ નહિં. તેણે વિચાર કર્યો કે થોડા દીવસ કાશીમાં રહેવું, પછી જે થાય તે ખરૂં. કાશીમાં તેના કુલનો ગોર હરિશંકર પંડયા રહેતોહતો. શ્યામમનોહર કાશીએ ગયો. બપોરનો ત્યાં ઉતર્યો અને હાથમાં એક નાની સરખી બેગ લઇ ગોરને ત્યાં ગયો.કાશી શ્યામમનોહરને કાંઇ નવું નહોતું. પહેલાં તેના પિતાની સાથે તે અહીં આવ્યો હતો. હરિશંકર ગોર પણ તેને સારી રીતે ઓળખતો હતો. તેને અચાનક આ પ્રકારે અહીં

આવેલો જોઇ વિસ્મય પામ્યો. શ્યામમનોહર માટે તેણે પોતાના મકાનના મેડે એક ખન્ડ ઉઘાડી આપ્યો.શ્યામમનોહરે કહ્યુ: હું થોડા દિવસ વિશ્રાંતિ લેવા અહીં રહેવા ઇચ્છું છું. પંડયાએ કહ્યું, ભલે આપની ઇચ્છા થાય ત્યાં સુધી રહો.

આ ખંડની પાસેના બીજા ખંડમાં રસોડું હતું. વચ્ચે એક જાળી હતી, તેમાંથી રસોડામાં દ્રષ્ટિ પડતી. શ્યામમનોહર ઘણીવાર આ જાળીમાંથી અંદર જોયા કરતો. તેની નજર રસોઇની સામગ્રી ઉપર નહોતી. પણ રસોઇ બનાવનારીને જોવામાં હતી.

રસોઇ કરનારી સ્ત્રી વિધવા સુન્દરી હતી. તેનું મુખ દુ:ખની અગ્નિથી છવાયલું જણાતું. યૌવન ક્યાં ચાલી ગયું હતું, તેનો કાંઇ પણ પત્તો નહોતો. તે ચુપચાપ પોતાનું કામ કર્યા કરતી. તેની સાથે દસેક વર્ષની એક બાલિક રહેતી હતી, એ બાલિકા રસોઇનો સામાન એકત્ર કરવામાં મદદ કરતી હતી. શ્યામમનોહર અતૃપ્ત નેત્રથી તેના તરફ જોયા કરતો.

પહેલાં શ્યામલાલની પાસે આ વિધવા કદી આવતી નહિં. ભોજનની થાળી પીરસી પોતે વેગળી ખસી જતી. પરંતુ જેમ જેમ દિવસ જતા ગયા તેમ તેમ સહવાસ વધતો ગયો,અને તેમ તેમ આ વિધવા આવવા જવા લાગી. તે પાસે બેસતી અને વાતો પણ કરવા લાગતી. શ્યામમનોહર એની ઉમ્મર કરતાં તો ઘણો ન્હાનો હતો. છતાં વધુ દિવસ સુધી એક જ સ્થાનમાં રહેવાથી બન્ને વચ્ચે કાંઇ આત્મિયભાવ પણ ઉત્પન્ન થયો. એ પછી તો એ શ્યામમનોહરને રસોઇની થાળી પીરસી પાસે બેસી જમાડતી અને માતા પુત્ર ઉપર જેવી પ્રીતિ રાખે તેવી પ્રીતિથી આગ્રહપૂર્વક જમાડતી.

શ્યામમનોહરને આ વખતે પોતાની માતા યાદ આવી જતી.

તેની મા નાનપણમાં મરી ગઇ હતી. તેને તો તેના પિતાએ લાલન-પાલન કરી ઉછેર્યો હતો. તેના પિતાનો તેના ઉપર ઘણો પ્રેમ હતો, આની ખામી જણાવા દીધી નહોતી, પરંતુ માતાના જેવો કોમળ પ્રેમ પિતાનો નહોતો. પિતાનું મૃત્યુ થયા પછી શ્યામમનોહરના હૃદયમાંથી આ પ્રેમનો અંશ જે ખાલી પડી ગયો હતો તે હવે ભરાવા લાગ્યો. એટલું જ નહિં પણ તે આ નવીન માતૃસ્નેહના રસમાં એક પ્રકારથી ડુબવા લાગ્યો.

એક દિવસે શ્યામમનોહરે હરિશંકર પંડયાને પુછયું કે: " હું પહેલાંથી જ જાણું છું કે આપનું કોઇ સંબંધી કે સગું નથી. પણ આ વિધવા સ્ત્રી કોણ છે તે જાણવા ઇચ્છું છું.

હરિશંકર—એ બ્રાહ્મણી છે.

શ્યામમનોહર—આપની કાંઇ સગી થાય છે ?

હરિશંકર—ના, સગી થતી નથી.

શ્યામમનોહર—તો એ આપની પાસે કયાંથી આવી ?

હરિશંકર—એની વાત લાંબી છે પણ સંક્ષેપમાં એટલું જ છે કે ત્રણેક વર્ષ પૂર્વે તે પોતાના સ્વામી અને આ પુત્રીને લઈ તીર્થયાત્રા કરવા અહીં આવી હતી. કાશીમાંજ તેના પતિનું મૃત્યુ થયું હતું. દેશમાં તેનું કોઇ સગું સંબંધી નહોતું કે જેની પાસે તે ચાલી જાય, એટલે તે પછીથી તે અહીં રહે છે એ તો તમે જાણો છો જ.

શ્યામમનોહર—એ સ્રી આપને ત્યાં શી રીતે આવી ?

હરિશંકર—એ મણિકર્ણિકાના ઘાટની પાસે ભિખ માગતી ફરતી હતી. ત્યાંથી મને દયા આવી એટલે હું તેને અહીં તેડી લાવ્યો.

શ્યામ—આપને ખબર છે કે તેનું ઘર કયાં છે ?

હરિશંકર—એની તો મને ખબર નથી પણ એટલી તો ખબર છે કે: તે સુરતની પાસેના એક ગામમાં રહેતી હતી.





## પ્રકરણ બીજું

### મનોરમાનું લગ્ન



શ્યામમનોહર એક વખતે જમવા બેઠો હતો, પાસે બ્રાહ્મણી વિધવા બેઠી હતી. તેના સામે જોઇ તેણે પુછ્યું કેઃ આપ કઇ જાતના બ્રાહ્મણ છો?

આ સાંભળી બ્રાહ્મણીના ચ્હેરાનો રંગ કાંઇક ફીક્કો પડી ગયો. તે સમજી ગઇ કેઃ આ પ્રશ્ન આમણે શા માટે કર્યો હશે? તે એ સાંભળી ચટપટ ત્યાંથી ઉઠી ઉભી થઇ ગઇ, અને જાણે કાંઇક સાંભળી આવ્યું ન હોય તેમ તે બોલી. "જઉં દૂધ લઇ આવું."

દૂધ લાવવાની એવી કાંઇ ઉતાવળ નહોતી. કાંઇક વિચાર કરવા તે રસોડામાં ગઇ. ત્યાં તેની પુત્રી મનોરમા દૂધ ઉકાળતી હતી. તેની દૃષ્ટિ તેની માતાના ચ્હેરા સામે નહોતી. માતાએ એકવાર પોતાની કન્યાના સામે જોયું અને દૂધનો વાટકો હાથમાં લઇ એ દીર્ઘ નિઃશ્વાસ મુકી તેણે મનમાં ને મનમાં વિચાર કર્યો કેઃ હે દીન દુઃખિયોના પરિપાલક, હે અંતર્યામિ, તમે મને ક્ષમા કરજો! આવો વિચાર કરતી તે હાથમાં દૂધનો વાડકો લઇ શ્યામમનોહર પાસે આવી અને દૂધ આપી સામે બેઠી. શ્યામમનોહરે તેને ફરી એજ પ્રશ્ન

પૂછયો. તેણે એક એક સર્વ વાતો પૂછી લીધી. અંતે પુછયું કે: તમે તમારે ઘેર કેમ ન ગયાં ? શું આપનું કોઇ સગું વ્હાલું ત્યાં રહ્યું નથી ?

બ્રાહ્મણી–ના, એવું કોઇ હવે સગું રહ્યું નથી કે: મને મુઠી અનાજ પણ ખાવા આપે.

કેટલીકવાર વિચાર કરી શ્યામમનોહરે પૂછયું: આ આપની પુત્રીનું લગ્ન તમે શા રીતે કરશો.

બ્રાહ્મણીએ નિસાસો નાંખી કહ્યું: એતો વિશ્વેશ્વર જાણે!

શ્યામમનોહર વાતો કરતો કરતો જમતો હતો તે હવે જમી રહ્યો હતો. તેણે માથું નીચું કરી કહ્યું: મેં તો કદી તમારી પુત્રીને બરોબર જોઇ પણ નથી, પણ હરિશંકર ગોર કહે છે કે: તે બહુ શાન્ત અને ડાહી છોકરી છે. તે જતાં તો સુંદર જણાય છે.

બ્રાહ્મણીએ કાંઇક હસીને કહ્યું: હું તો તેની મા રહી, માંની આંખેતો છોકરૂં સારૂં જ જણાય. તોપણ મનોરમા ખરાબ તો નથી. આમ કહી તેણે મનમાં વિચાર કર્યો કે: કાશીમાં આટલા બધા લોકો આવે જાય છે પણ એવું રૂપ તો મેં આજ સુધી કોઇનામાં જોયું જ નથી.

એ પછી ત્રણ ચાર દિવસ બાદ એક દિવસે શ્યામમનોહરે સવારમાં મનોરમાને બરોબર જોઇ તેને થયું કે: આનું રૂપ તો સસારમાં બીજે કંઇ જણાતું નથી. આ વખતે મનોરમા રસોડામાં બેસી શાક સમારતી હતી. બીજું કોઈ હતું નહિં. તેની મા ગંગામાં ન્હાવા ગઈ હતી. અને હરિશંકર પોતાના નિત્ય નિયમ અનુસાર યાત્રાળુઓને શોધવા બહાર ગયો હતો.

શ્યામમનોહર અને મનોરમા બે એકલાંજ ઘરમાં હતાં. શ્યામલાલ

મનોરમા પાસે જઇ ઉભો રહ્યો અને બોલ્યો. "મનોરમા!" મનોરમા ચમકી. અને સાવધાન થઇ બોલીઃ જી હાં,

શ્યામમનોહર–તને રસોઇ બનાવતાં આવડે છે?

મનોરમાએ કાંઇ જવાબ ન આપ્યો. કદાચિત તે સમજી હશે કે જો હું જવાબ આપીશ તો તે ઘણી વાતો પૂછશે.

શ્યામમનોહર તેના મનનો ભાવ સમજી ગયો. એથી તેણે બીજી વાતો પૂછી–તું અને તારી મા બંનેય અહિં કામ કરો છો?

મનોરમાએ માથું હલાવી કહ્યુંઃ હા

શ્યામમનોહર–તને મહિને શું પગાર મળે છે?

મનોરમા—પગાર તો માત્ર માને મળે છે. મને તો કાંઇ નથી મળતું. મને માત્ર ખાવાનું મળે છે.

શ્યામમનોહર–તું માત્ર ખાધા માટે જ કામ કરે છે?

મનોરમા કાંઇ બોલી નહિં.

શ્યામમનોહર-તો હું સમજું છું કે જો હું તને ખાવાનું આપું તો તું મારૂં કામ પણ કરે ખરી?

મનોરમાએ ધીમેથી કહ્યુંઃ માને પૂછીશ.

શ્યામમનોહરે કહ્યું હા પૂછજે.

એ દિવસે શ્યામમનોહરે હરિશંકર પંડયાને કેટલીક વાતો પૂછી લીધી પછી પોતાને ઘેર ગુમાસ્તાને કાગળ લખ્યો કેઃ

"હું આજકાલ કાશીમાં રહું છું. મેં નિશ્ચય કર્યો છે કે, હું અહિં એક મહિનાની અંદર મારૂં લગ્ન કરી લઈશ. મામાને એ વાતની ખબર આપજો, અને તમે થોડાક રૂપિયા, ઘરેણાં અને કેટલીક જરૂરી વસ્તુઓ જેનું આ સાથે લીસ્ટ મોકલું છું તે લઇ જલદી અહીં આવજો."

આ મહિનામાં મનોરમાનું શ્યામમનોહર સાથે લગ્ન થઈ ગયું. લગ્ન થયા પછી જ્યારે ઘેર જવાનો સમય થયો ત્યારે મનોરમાએ રડીને કહ્યું: માની શી દશા થશે ?

શ્યામમનોહર—એ પણ આપણી સાથે આવશે.

આ વાત બ્રાહ્મણીએ જાણી. તેણે પોતાની કન્યા મનોરમાને એકાન્તમાં બોલાવી કહ્યું. બેટા મનોરમા, તું ત્યાં જઇને મને સંભાળતી રહેજે, પણ મોંથી કદી મારૂં નામ ન લઇશ. હું જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી કાશી છોડીને બીજે કંઇ જવાની નથી હા, જો તું ફરી અહીં આવશે તો આપણે જરૂર મળીશું.

આ સાંભળી મનોરમા રડવા લાગી. માતાએ પાલવથી તેનાં આંસું લુંછી નાંખ્યાં, અને રડવા ન દીધી. પછી કહ્યું: બેટા, તું તો સર્વ વાતો જાણે છે, જાણીબુજીને આમ રડાય ખરૂં ?

કન્યા મનોરમાએ માતાના ખોળામાં મોં છુપાવી રડતાં રડતાં કહ્યું: મા—

માતાએ કહ્યું: જ્યારે માતાને માટે માતાને તું ભૂલી જાય તો તો પૂરી માતૃભક્તિ ગણાય.

શ્યામમનોહરે બ્રાહ્મણીને પોતાને ત્યાં આવવા વિનંતિ કરી, પણ તેણે કહ્યું કે: હું કાશી છોડીને બીજે કંઇ નહિં જઉં.

શ્યામમનોહરે કહ્યું: જો આપને બીજે કંઇ જવાની બીલકુલ મરજી ન હોય તો આપ ભલે કાશીમાં રહો. પણ સ્વતંત્ર રહો તો શી હરકત ?

બ્રાહ્મણીએ એ વાતનો પણ સ્વીકાર ન કર્યો અને કહ્યું કે: હરિશંકર પંડ્યા મને પોતાની પુત્રી જેવી ગણે છે. એમણે ઘણા કષ્ટ

સમયે મને આશ્રય આપ્યોછે. હું પણ તેમના ઉપર મારા પિતા જેટલી ભકિત રાખું છું. હું એમને છોડી કંઇ જઇ શકું તેમ નથી.

સ્યામમનોહર સમજ્યો કે, આ દુઃખી અબળાને આત્મ સન્માનનું જ્ઞાન તો છે. તે પોતાની ઇચ્છાથી કોઇની દયા પાત્ર થઇ નથી.એથી તેણે તેને વધુ આગ્રહ કરવો છોડી દીધો.

સ્યામમનોહર પોતાની વિવાહિતા મનોરમાને લઇ પોતાના દેશમાં ઘેર આવ્યો.

અહીં આવી મનોરમાએ જોયું તો ઘણું જ મોટું વિશાળ મકાન છે. ઘરમાં સરસામાંન અને માલ દાગીના પણ ઘણા છે. એ મોટો મેહેલ, અને દરબારી ઠાઠ માઠ જોઇ તેના આશ્ચર્યનું ઠેકાણું ન રહ્યું, તેણે મનમાં ને મનમાં વિચાર કર્યો: એમણે મારા ઉપર કેટલો અનુગ્રહ કર્યો છે, કેટલી દયા કરી છે.

સ્યામમનોહરે બાલિકા વધુ મનોરમાને આદરપૂર્વક પૂછ્યું; ઘર બાર સર્વ જોયું ને! બધી વાતની ખબર પડીને!

મનોરમાએ શરમાઇને મોં ઢાંકી લીધું અને માથું નમાવ્યું. સ્યામમનોહર પોતાની સ્ત્રીના મનનો ભાવ જાણવા નહોતો ઈચ્છતો, માત્ર તેના કંઠનો સ્વર સાંભળવા ઇચ્છતો હતો. તેણે બંને હાથે મનોરમાનું મુખ ઉંચું કરી પૂછ્યું; કહે, બધું સમજીને!

શરમને લીધે મનોરમાનો ચ્હેરો લાલ લાલ થઈ ગયો. સ્વામીના વારંવાર પૂછવાથી તેણે કહ્યું: હા, આ સર્વ તારૂં જ છે

---



## પ્રકરણ ૩ જું.

### પત્નિ કે દાસી ?



આ પછી કેટલાક દિવસો વિતી ગયા. હવે મનોરમા ઉમ્મરે મોટી થઇ હતી તે પોતાના પતિની સેવા શુશ્રુષા કરતાં શીખી ગઇ હતી. શ્યામમનોહર જાણતો હતો કે પોતે કંઇ કહે તે પહેલાં જ મનોરમા તેના મનની વાત સમજી લે છે. પરંતુ જો તે માત્ર દાસી જ હોત તો શ્યામલાલને આખા સંસારમાં શોધતાં એવી બીજી દાસી ન મળી શકત. પણ માત્ર દાસી મેળવવા માટે કોઇ લગ્ન કરતું નથી. સ્ત્રી પાસે તો કોઇ બીજી જ આશા રાખવામાં આવે છે. દાસીના આચરણની સાથે સ્ત્રીનાં આચરણ મળીને જે એકત્ર થયાં નથી તે સારૂં થયું. મનોરમાનો વ્યવહાર બહુ જ શુદ્ધ અને બહુ જ મધુર હતો, પરંતુ દમ્પતિનું જે વાસ્તવિક અને પરિપૂર્ણ સુખ હોય છે તે સુખ કોઇ પ્રકારે ઉત્પન્ન ન થઈ શકયું. તો પણ બન્નેનાં મિલનથી એટલે આદરસત્કાર અને સેવાશુશ્રુષા થવા છતાં પણ બંનેની જુદાઇ બંને વચ્ચેનું એક પ્રકારનું અંતર કોઇ રીતે મટતું નહોતું, એક દિવસે શ્યામમનોહરે મનોરમાને કહ્યું, તું મારાથી આટલી બધી બીવે

છે કેમ? શું હું તારી સાથે કોઇ રીતનું અનુચિત વર્ત્તન કરૂં છું?

મનોરમાએ મનમાંને મનમાં કહ્યું; શું આપ એ વાતનો જવાબ નથી જાણતા! તે પછી વિચાર આવ્યો કે; તમે દેવતા છો, મહાન છો, અને હું? હું નિંદિત છું તમે પ્રતિપાલક છો, હું તમારી આશ્રિત છું, તમે દાતા છો, હું ભિખારણ છું. મનોરમાનું સંપૂર્ણ હૃદય કૃતજ્ઞતાથી પૂર્ણ હતું. તેથી તેના પ્રેમ માથું ઉંચું કરી શકતો નહિં. તે જમીનમાં વ્હેતી ફલ્ગુ નદીની માફક ચુપચાપ ધીરે ધીરે હૃદયના સર્વથી ઉંડાણ ભાગમાં વહેતો હતો. ઉચ્છૃંખલ નહોતો. તે પ્રેમ અવિચ્છિન્ન અને અવિશ્રામ ભાવથી ચાલતો હતો, પણ શ્યામ મનોહરને તેનો પત્તો લાગ્યો નહોતો. જે પ્રકારે કોઇ બહુ જ મોટો અભાગી મનુષ્ય પોતાના જીવનમાં ભગવાનને શોધવા છતાં મેળવે નહિં, એ પ્રકારે શ્યામમનોહરને મનોરમાના હૃદયનો પ્રેમ દેખાતો નહિં. પરંતુ આજ જ્યારે તેણે દીપકના ઉજ્વલ પ્રકાશમાં અકસ્માત જોયું કે મનોરમાની કમળના જેવી મોટી મોટી આંખોમાંથી આંસું વહી રહ્યાં છે. એટલે તેણે સહસા તેને પ્રેમપૂર્વક પોતાપ્રતિ ખેંચી લીધી. પોતાની છાતી સાથે ચાંપી મનોરમાનું મુખ છાતીએ અડકયું. તેણીએ કહ્યું, ના, ના, જવા દો. હવે આમ ન કરો, શ્યામલાલે બન્ને હાથે તેનું મુખ ઉંચું કર્યું. તેની ભીના આંખોએ મનોરમાએ એક તપ્ત નિઃશ્વાસનો અનુભવ કર્યો

શ્યામમનોહર-જરા એકવાર મારી સામે જો.

મનોરમાએ પોતાની બન્ને આંખો વ્યાકુલ ભાવથી બંધ કરી દીધી, તેનાથી જોઇ શકાયું નહિં.

કેટલીકવારે શ્યામમનોહરે દીર્ઘ નિઃશ્વાસ નાંખી કહ્યું, મનોરમા, તને બહુ ભય લાગે છે, એથી તું મારી સામે નથી જોતી કેમ?

પરંતુ જો તું મારા સામે જુએ તો મને ઘણું સારૂં લાગે. ઠીક ન જોઉં તો એક કામ કર, જ્યારે હું સુઇ રહું, ત્યારે તું મારા મુખ સામે બરોબર જોતી રહેજે. તું નક્કી માનજે કે મારાં મુખમાં એવું કાંઇ નથી કે જેથી તને બીક લાગે તું મારી છાતી ઉપર માથું મૂકી ઉભી છું તને મારા મનની વાતની ખબર નથી પત્ની? મનોરમા, મને દુઃખ થાય છે કે તેં હજુ સુધી મને ઓળખ્યો નથી.

આમ છતાં મનોરમાના મુખમાંથી કોઇ વાત નીકળી નહિં. તેણે મનમાં ને મનમાં પોતાના સ્વામીના ચરણોમાં પ્રણામ કરીને કહ્યું કે, હું આપના ચરણોના આશ્રિત દાસી છું, દાસીને તો હંમેશાં દાસી જેવીજ રહેવા દો.

---



## પ્રકરણ ચોથું.

### મહાલક્ષ્મી અને મનોરમા



શ્યામમનોહરની મામી મહાલક્ષ્મીના મનમાં તો હવે જરા પણ ચેન પડતું નહિં, તે વિચાર કરતી હતી કે ઇશ્વરે મને કોઇ દુર્દશામાં જ ફસાવી દીધી છે. કેટલાક લોકોને તો આ સંસાર કાંટાથી ભરેલા વનના જેવો જણાય છે, અને તેમને તેમાં પોતાને માટે માર્ગ શોધવો પડે છે, કોઇને તો માર્ગ મળી જાય છે ને કોઇને મળતો નથી. મહાલક્ષ્મી બહુ જ દિવસોથી આ સંસારરૂપી જંગલમાં પોતાને માટે કોઇ સંક્ષિપ્ત માર્ગ શોધી રહી છે, શ્યામમનોહરના પિતાના મૃત્યુથી તેને એક સારો માર્ગ જડી આવ્યો હતો, પરંતુ આ આકસ્મિક વિવાહ, તેમાં મનોરમા ને શ્યામમનોહરનો પરસ્પર પતિ પત્ની પ્રેમ, તેને તેના સીધા માર્ગમાં કંટકથી રૂંધાયલો જણાતો હતો. મહાલક્ષ્મીની પાંચ વર્ષની એક ભાણેજી હતી જે પોતાના બાપને ત્યાં ઉછરી આજે દશ વર્ષની થઇ ચૂકી છે. પણ હવે તો એ વાત જવા દો. એ સર્વ કારણોથી અમે કહ્યું હતું કે મહાલક્ષ્મીના મનની સુખ શાન્તિ સર્વ અંતર્હિત થઇ ચૂકી હતી. એમાં સંદેહ નહોતો કે હજુ પણ મહાલક્ષ્મી જ ઘરની માલીક થઇ બેઠેલી હતી. તેનો સ્વામી

ઘરમાં કરતો કારવતો હતો. એ બધી વાતો તો પહેલાં જેવીજ હતી. આજ સુધી મનોરમા તેના મોં સામે તાકી રહે છે. છતાં એમ જણાય છે કે, આ કુટુંબમાં એ એક સાધારણ પ્રાણી છે. આ કુટુંબમાં તેનો પણ કાંઇક હક કે અધિકાર તો છે, પણ તેનો આધાર આ બંનેના અનુગ્રહ ઉપર છે.

મહાલક્ષ્મીનો પતિતો તેને જોતાંજ પ્રસન્ન થઇ જાય છે. અને કહે છે કે, અમારી વહુ તો જેવો ચંદ્રમા—આટલું કહેતાં તો મહાલક્ષ્મી લાલ લાલ આંખો કરીને તેને ઉધડો લે છે કે, બસ કરો, રહેવા દો એ વાત, ચુપ રહો. જે વાતમાં તમને સમજણ ન પડે તેમાં ડખલ ન કરો. તમારા હાથમાં મારાં માબાપે સોંપી તેના કરતાં તો હાથપગ બાંધી મને કુવામાં ફેંકી દીધી હોત તોજ સારૂં થાત.

બસ, આટલી વાત સાંભળતાં તો કિશોરલાલનું મુખ મલિન થઇ તે ત્યાંથી ઉઠી ચાલ્યો જાય છે.

મહાલક્ષ્મીની ઉમ્મર ત્રીસેક વર્ષની છે. પણ મનોરમાને તો હજુ સુધી પંદર વર્ષની પણ ઉમ્મર થઇ નહોતી. જ્યારથી તે આવી છે, ત્યારથી બંને વચ્ચે જાણે મનમાં ને મનમાં યુદ્ધ ચાલી રહ્યું જણાય છે. પ્રાણપણથી યત્ન કરવા છતાં પણ મહાલક્ષ્મી હજુ સુધી વિજય મેળવી શકી નથી. એક નાની સરખી છોકરીની આટલી બધી વધુ શક્તિ જોઇ મહાલક્ષ્મી અવાક્ થઇ ગઇ છે. બહારના લોકો આ વાત જાણતાં નથી. આ અંતર યુદ્ધમાં મનોરમાએ ડિક્રી મેળવી લીધી છે. પણ તે ડિક્રીની બજવણી કરતી નથી. મહાલક્ષ્મીની પૂરેપૂરી હાર થઇ ગઇ છે.

મહાલક્ષ્મી જાણતી હતી કે મનોરમા મુંગી નથી. બોલવામાં અસમર્થ નથી. બહુજ ગુંચવણ ભરેલી વાતોનો પણ તે માથું નીચું

નમાવી શાંત રહીને એવો ઉત્તર આપતી કે મહાલક્ષ્મી તો સ્તબ્ધજ થઇ જતી. પરંતુ જ્યારે તે આ છોકરીને જીતી શકતી નહિં, ત્યારે તે તેને મળી જતી અને તેને પોતાની બનાવી દેતી. મનોરમા જો લડવા-ડીયણુ હોત, સ્વાર્થી, નિર્દય, અભિમાની હોત, તો તો મહાલક્ષ્મી કોઇ બીજો રસ્તો શોધી કાઢત. પરંતુ મનોરમાની તો તેના ઉપર એટલી બધી કરુણા હતી કે મહાક્ષ્મીને બીજે સ્થળે કરુણા શોધવી પડતી નહિં. મનોરમા પોતાના મનમાં એ વાત સારી રીતે સમજતી હતી કે હું આ ઘરની પૂર્ણ માલિક છું. મહાક્ષ્મીને અહીં કાંઇ લાગતું વળગતું નથી. એથી તે ઉપરથી જોતાં તો જાતે જ ' કોઇ નથી ' એવી બની રહી, અને મહાલક્ષ્મીને તો તેણે જ સર્વ કાંઇ તેનું જ છે એવી ગણી લીધી હતી. છતાં મહાલક્ષ્મી તેના ઉપર ઘણી ઇર્ષ્યા રાખતી હતી.

મનોરમાએ પોતાને માટે એક સુંદર ખંડ પસંદ કરી લીધો હતો અને એ ખંડમાં મહાલક્ષ્મી કોઇ પણ રીતે પ્રવેશી શકતી નહિં. અને શ્યામમનોહરના શરીરપર નામ માત્રનું પણ નિશાન કરી શકતી નહિં. આ રેખાની બહાર મહાલક્ષ્મી જે કાંઇ ઇચ્છતી હતી તે કરતી હતી. પણ તેની અંદર પ્રવેશ કરવાનો તેને કાંઇ પણ અધિકાર નહોતો. બુદ્ધિશાળી મહાલક્ષ્મી પણ સારી રીતે સમજતી હતી કે આ નાની સરખી છોકરીએ એક માયામંત્રના બળથી મારા નખ અને દાંતોનું સઘળું વિષ હરી લીધું છે. આમ કરતાં કરતાં છ વર્ષ વીતિ-ગયાં, મનોરમા ૧૧ વર્ષની ઉમ્મરમાં પોતાના પતિને ત્યાં આવી હતી, તે હવે સત્તર વર્ષની થઇ છે.

---



## પ્રકરણ ૫ મું.

### મનોરમાની સખી હરિબા



અવસ્થા થતાં જેવું જ્ઞાન પુરૂષોમાં આવે છે. તેવું સ્ત્રિયોમાં આવતું નથી. પુરૂષોમાં ઉમ્મરના પ્રમાણમાં જ્ઞાન દસ, વીસ, ત્રીસ, ચાલીસ, પચાસ, સાઠ એમ વર્ષ વીતતાં વધતું જાય છે તેમ વધતું જાય છે. ત્રીસ વર્ષની ઉમ્મરનો યુવક વીસવર્ષની ઉમ્મરવાળા બીજા યુવક પ્રતિ જાણે મોટી ઉમ્મરનો મનુષ્ય પોતાનાથી નાની ઉમ્મરના મનુષ્ય પ્રતિ જોતો હોય એવી રીતે જુએ છે. પરંતુ સ્ત્રિયોમાં એમ હોતું નથી.જ્યાં સુધી સ્ત્રીયોનું લગ્ન થતું નથી, ત્યાં સુધી તે પોતાની મોટી બ્હેન, ભાભી, મા, દાદી આદિની પાસે નાનાની માફક રહી થોડી ઘણી ઉમેદવારી કરે છે. નારી જીવનમાં જે કાંઇ થોડી ઘણી શીખવાની બાબતો હોય છે તે શીખી લે છે. અને પછી તે એકદમ સર્વથી ઉંચી પંક્તિમાં જઇ બેસે છે. એ સમય પછી સોળ વર્ષથી લઇ છપ્પનવર્ષ સુધીની સર્વ સ્ત્રીયો જાણે કે સમાન ઉમ્મરની જ હોય તેમ વર્ત્તે છે. સ્થાન ભેદથી કોઇ કોઇ જગ્યાએ આ નિયમમાં કાંઇક સાધારણ બાદ આવેલો જણાય છે. પરંતુ ઘણે ભાગે તો આમાં કોઇ પ્રકારનો વ્યતિક્રમ નથી હોતો.

શ્યામમનોહરના ગામમાં એક હરિબા કરીને સ્ત્રી રહેતી હતી. તે તે ગામની પુત્રી હતી અને ગામના સંબંધથી તેને ઘણા બહેન કહેતા. આ હરિબાના સંબંધમાં આ વાત જરૂર લાગુ પડે છે. એક દિવસે બપોરના મનોરમા પોતાના ઘરની પશ્ચિમની બારી ઉઘાડી કાંઇક આકાશ તરફ જોઇ રહી હતી, તે વખતે હરિબા એક થાળીમાં થોડી મિઠાઇ અને હાથમાં જુઇનો એક મોટો ગજરો લઇ એકાએક તેની પાસે આવી. તેણે તે ગજરો મનોરમાને પહેરાવી કહ્યું, આજથી તું મારી સખી થઇ. એકવાર તું મને સખી કહીને બોલાવ.

મનોરમા તો સ્તબ્ધ જ થઇ ગઇ. થોડીવારે વિચાર કરી કાંઇક મંદ મંદ હસી કહ્યું; સારૂં.

હરિબાએ કહ્યું:–સખી સારૂં કહેવાથી કામ નહિં ચાલે; તમારે મને સખી કહીને બોલાવવી જ પડશે.

ચાહે આને આદર કહો કે ચાહે લાડ કહો, પણ મનોરમાના જીવનમાં આ પહેલાં આજસુધી કદી આવો બનાવ નથી બન્યો, એથી તે આ આકસ્મિક આત્મિયતાને પોતાના મન સાથે મેળવી શકી નહિં. ઉમ્મરમાં તેનાથી ઘણી મોટી આ સ્ત્રી આવે છે અને ક્ષણ ભરમાં તેનું ગળું દબાવી તેને સખી કહેવાને કહે છે, એ જોઇ તેને ઘણી શરમ આવી. પણ હરિબા તેને કોઇ પ્રકારે છોડે, તેમ ન હોતી. આથી કોઇ પ્રકારની નવીનતા કે અસ્વાભાવિકતા પણ આવે એ વાત તો હરિબાના સમજવામાં બીલકુલ આવી જ નહિં. એથી જ્યારે તેણે જોયું કે મનોરમા આ પ્રકારે પ્રિયસંબોધન કરવામાં કાંઇક વિલંબ કરે છે, ત્યારે તેણે કાંઇ ગંભીરભાવ ધારણ કરીને અને કાંઇક ઉદાસ થઇ કહ્યું. ઠીક, તો તું મારો ગજરો પાછો આપ, હું કોઇ બીજીની પાસે જઇશ.

મનોરમા તો વિચારમાં પડી ગઇ, તેણે મંદમંદ હસતાં કોમળ સ્વરે કહ્યું: સખી શોધવા જ જશો કે બીજા કામે ?

હરિબાએ થોડીવાર ચુપ રહીને કહ્યું, વાહ, એ તમે તો ખૂબ કહ્યું ! લોકો તો કહે છે કે વહુને તો બોલતાંય નથી આવડતું.

મનોરમા હસવા લાગી.

હરિબાએ કહ્યું ઠીક, સાંભળો, આ ગામમાં તમારી કોઇ સખી નથી, હું એ જાણું છું કે કાંઇક તો મોટા માણસનું ઘર સમજીને અને કાંઇક તો તમારી મામીજીની વાતોને લીધે કોઇ તમારી પાસે જ આવતું નથી. આથી હવે હું તમારે ઘેર આવ્યા કરીશ. પરંતુ જ્યાં સુધી કોઇ પણ પ્રકારનો સંબંધ ન હોય ત્યાં સુધી આવવું જવું ઠીક નહીં, એથી આજ મેં તમને મારી સખી બનાવ્યાં. હું હવે ઘરડી તો જરૂર થઇ ગઇ છું ઇશ્વરના નામની માળા જપતાં પણ મારો આખો દિવસ વિતતો નથી. હવેથી હું તમારે ત્યાં રોજ આવ્યા કરીશ.

મનોરમા–સારૂ બેન, રોજ આવશો ?

હરિબાએ ગરજીને કહ્યું: આવશો શું ? નહિં સખી, તું એમ કહે કે 'રોજ આવ્યા કરજે' કહે તારાથી મને "તૂં" કહી બોલાવાશે કે નહિં ?

મનોરમા હસી પડી અને બોલી, ના બ્હેન, મને ક્ષમા કરો. મારા ગળામાં છરી ફરશે તો પણ એવું તો મારાથી નહિં કહી શકાય.

હરિબાએ હસીને કહ્યું ઠીક 'તું' એવું ના કહેવાય તો ભલે, પણ 'તમે' તો જરૂર કહેવુ જ પડશે. ઠીક કહો કે "સખી તમે રોજ આવજો"

મનોરમાએ માથું નીચું નમાવી શરમાતાં શરમાતાં કહ્યું કેઃ સખી તમે રોજ આવ્યા કરજો.

હવે જાણે હરિબાની ઘણીજ મોટી ચિન્તા દુર થઇ ગઇ. તેણે કહ્યુંઃ સારૂં, હું રોજ આવ્યા કરીશ.

બીજા દીવસથી હરિબા રોજ ઘણે ભાગે મનોરમાની પાસે આવવા લાગી. સો કામ પડતાં મૂકીને એકવાર તો તે જરૂર આવીને હાજરી આપી જતી. ધીરે ધીરે સખી ભાવનો સંબંધ વધતો ગયો. સમય જતાં મનોરમા પણ ભૂલી ગઇ કે હરિબા ઉમ્મરમાં સરખી નથી. તેને એ વાતનું પણ ધ્યાન ન રહ્યું કે; અમારો બન્નેનો આ પ્રકારનો મેળ જોવામાં પણ કાંઇ બહુ સારો લાગતો નથી,

આ બન્નેનો આટલો બધો વધુ અંતરગત સંબંધ મહાલક્ષ્મીને કેવો લાગતો હશે એ વાત તો અમે કહી શકતા નથી, પણ શ્યામ-મનોહરને તો તેમનો સંબંધ જરૂર સારો લાગતો હતો. હરિબાનો આમ આકસ્મિક અને તેની દ્રષ્ટિથી બહુજ અસ્વભાવિક મેળ જોઇ તેને તો બહુજ પ્રસન્નતા થતી હતી. તેનું એક બીજું પણ કારણ હતું. શ્યામ મનોહર પોતાની સ્ત્રી ઉપર ઘણોજ સ્નેહ રાખતો. પૂર્ણ રૂપે હૃદયનો પ્રેમ ન હોવા છતાં પણ સ્નેહનો તેનામાં અભાવ નહોતો. તે મન માંને મનમાં વિચાર કરતો હતો કે સર્વના ભાગ્યમાં એક સરખી સ્ત્રી હોતી નથી. કોઇની સ્ત્રી દાસી જેવી હોય છે, કોઇની સ્ત્રી મિત્રની ગરજ સારે છે, અને કોઇની સ્ત્રી તો પ્રભુ તુલ્ય હોય છે. મારા ભાગ્યમાં આવી એક પુણ્યવતી, પવિત્ર સાધ્વી અને સ્નેહમયી દાસી જેવી સ્ત્રી મળી છે તોપણ મારે દુઃખી થવાથી શું લાભ થવાનો છે? એ ઉપરાંત મનોરમાના વિતેલા દિવસોની દુઃખભરી વાર્તા પણ તેને યાદ આવતી હતી. તેણે નાનપણમાં ઘણાંજ દુઃખ અને કષ્ટમાં જીવન

વિતાવ્યું હતું. આ દુઃખિની કન્યાનું આખું જીવનજ દુઃખમાં વિત્યું હતું હજુ સુધી પણ તે કયા અભાગી કુચરિત્રના હાથમાં પડીને આંખોથી આંસુ વરસાવ્યાં કરતી. તે દાસી બનીને પોતાનું જીવન વિતાવત અને એ અવસ્થામાં અનેક પ્રકારના અત્યાચાર અને કષ્ટ સહન કરત. જો આ સર્વ વાતોને છોડી દેવામાં આવે તો તેનું આટલું બધું રૂપ યૌવન હોવા છતાં પણ નરકનો માર્ગ તેને માટે કાંઇ દુર નહોતો.

જ્યારે આ વાત શ્યામમનોહરના મનમાં આવતી ત્યારે તે ગંભીર કરુણાથી મનોરમાનું શરમાળ મોં ઊંચું કરી પૂછતો કેઃ ઠીક તું એ તો કહે કે, હું તને ન જુઅત, તારી સાથે લગ્ન ન કરત તો આટલા દિવસો સુધી તું કોની પાસે રહેત ? આનો જવાબ મનોરમા કાંઇ પણ આપતી નહીં. તે ભયભીત થઇ પોતાના પતિની છાતી સાથે વળગી પડતી. શ્યામમનોહર બહુ જ સ્નેહથી તેના માથા પર હાથ મુકતો, જાણે તેને હિંમત આપતાં મનમાં ને મનમાં કહેતો કે નહિં તને બીક શી વાતની છે ? મનોરમા તેની પાસે આગળ આવતી. આવી વાતોથી ઘણી ભયભીત થતી. શ્યામમનોહર કહેતો કે ના, મનોરમા. એમ નહિ તેં દુઃખી ઘરમાં જન્મ કેમ લીધો છે એ વાત મારા સમજવામાં નથી આવતી. પણ હા એમાં સંદેહ નથી કે તું મારા જન્માન્તરની પતિવ્રતા સ્ત્રી છે. તું આખા જગતમાં ગમે ત્યાં હોત તો પણ મારે ખેંચાઇ તારી પાસે આવવું જ પડત. મનોરમા, હું તારા આકર્ષણથી જ કાશી આવ્યો હતો.

આવી વાતો કહેતાં શ્યામમનોહરના હૃદયમાં જે પ્રકારના ભાવનો પ્રેમ વહ્યા કરતો હતો તે ભાવની સાથે મનોરમાનાં સમસ્ત સ્નેહ પ્રેમ, સેવા, અને ભક્તિ એકી સાથે મળવા છતાં પણ તુલના સમસ્ત થઇ શકતી નહોતી. પરંતુ એટલું હોવા છતાં પણ કોઇ દુઃખી પર

અનુગ્રહ અને દયા કરવાથી જે અભિમાન, અને જે તૃપ્તિ થાય છે. તે અભિમાન અને તે તૃપ્તિએ એક દિવસ બાલિકા મનોરમા સાથે લગ્ન કરતી વખતે ગુપ્ત વેશ ધારણ કરીને શ્યામમનોહરના હૃદયમાં છાને માને પ્રવેશ કર્યો હતો અને હવે આજે સેંકડો ઉપાયો કરવા છતાં પણ શ્યામમનોહર પૂર્ણ રૂપે તેનો ઉચ્છેદ કરી શકતો નથી. હૃદયના કોઇ અજ્ઞાત અને અંધકારમય ખૂણામાં તે ભાવ પડયો, જ રહે છે. પણ જ્યાં તે ભાવ માથું ઉંચું કરી ઉપર આવવા ઇચ્છે છે કે ત્યાં જ શ્યામમનોહર મનોરમાને ખેંચીને જોરથી પોતાની છાતી સાથે લગાવી લે છે. અને કહે છે કે: વ્હાલી. મને તું ઘણા જ દિવસોથી બરાબર જોતી ચાલી આવે છે, અને આજે પણ મને ઓળખવામાં તને કેમ વિલંબ થાય છે. એ વાતનું મને ઘણું જ આશ્ચર્ય થાય છે. મેં તો કાશીમાં તને જોતાં જ ઓળખી લીધી હતી કે તું મારી છે. કેટલાય કલ્પો અને કેટલાય જન્મોથી તું મારી છે. આપણે જુદાં પડી ગયાં હતાં તે હવે પણ ફરી એક બીજા સાથે મળી જઇ એક થવાને માટે આવ્યાં છીએ.

મનોરમા તેના ખોળામાં મોં છુપાવી કોમળ સ્વરે કહેતી કે: શું કહું? હું તમને ઓળખી શકી નથી?

ઉત્સાહ વધવાથી શ્યામમનોહર મનોરમાના શરમાયલા મોંને ઉંચું કરી પોતાના મુખની સામે લાવતો અને કહેતો કે, તે મને ઓળખી લીધો? જો ખરેખર તેં મને ઓળખી લીધો હોય તો ફરી મારાથી આટલી બધી બ્હીવે છે કેમ? હું તો તારી સાથે કાંઇ ખરાબ વ્યવહાર તો કરતો નથી ને? હું તો તને મારા પોતાના કરતાં પણ વધુ ચાહુ છું.

મનોરમા ફરી પોતાના પતિના ખોળામાં પોતાનું મોં છુપાવીલેતી,

સ્યામમનોહર તેને ફરી પૂછતો કે: બતાવ, તું મારાથી કેમ બ્હીને છે ?

હવે મનોરમાના મુખમાંથી ઉત્તર નીકળતો ન્હોતો. પતિને સ્પર્શ કરીને કોઇ જુઠી વાત કેમ કરીને કહી શકે! એમ પણ કેમ કહી શકે કે મને બીક નથી લાગતી. ખરેખર તેને ઘણી બીક લાગતી હતી. એ ભય કેટલો ખરો અને કેટલો બધો લાગતો હતો એ વાત તેના વગર બીજું કોઇ જાણતું ન્હોતું.

હા, અમે શું કહેતા હતા,એ કે હરિબાને આવતી જાણી શ્યામ મનોહર બહુજ પ્રસન્ન થતો હતો. તેની પ્રસન્નતાનું કારણ એ હતું કે: મનોરમાને એક સખી તો મળી ખરી. તેને એક માણસતો મળી ગયું. જેથી એ પોતાના મનની બે વાતો તેને કહી તો શકશે.

એક દિવસે મનોરમા બપોરના હરિબાની વાટ જોઇ બેઠી હતી. આકાશમાં મેઘ છવાઇ રહ્યો હતો. અને છાંટા પણ પડતા હતા. હરિબા હજુ આવી નથી. મનોરમાએ જાણ્યું કે, વરસાદના છાંટા પડે છે એથી એ આજે કદાચ નહિં આવે. હવે સંધ્યાકાળ પણ થવા આવી હતી, તેણે આખો દિવસ એકલા બેસીને વિતાવ્યો હતો. મહાલક્ષ્મિ પણ આજે ઘરમાં નથી. મનોરમા આજે કાંઇક સાહસ ધ્હોરી ધીમે ધીમે ચાલીને પોતાના પતિના વાંચવાના ખંડમાં ગઇ. જ્યાં સુધી કાંઇ કામ ન પડે ત્યાં સુધી કોઇ આ ખંડમાં આવતું નહોતું. અહીં સુધી કે મનોરમા પણ આવતી નહિં. સ્યામમનોહરે પુસ્તક નીચે મુકી ઉંચું જોયું, અને કહ્યુ: કેમ આજે તારી સખી આવી લાગતી નથી!

મનોરમા—ના.

શ્યામમનોહર–એટલે જ તને હું યાદ આવ્યો હોઇશ! મનોરમા કાંઇક હસી. એ વખતે તેના મનનો ભાવ એવો હતો કે મનમાં તો

તમારૂં ધ્યાન સદાય હોય છે,પણ તમારી પાસે આવવાનું સાહસ થતું નથી. તેણે કહ્યું: આજ વરસાદને લીધે એ આવી નહિ હોય.

શ્યામમનોહર એમ નથી. આજ કાકાની નાની પુત્રી નિર્મલાને તેનાં સાસરીયાં જોવા આવ્યાં છે, તેનો વિવાહ કરવાનો છે, એટલે આજે તે ત્યાં ગઇ હશે.

મનોરમા–હા, એમ પણ હોય.

કેટલીકવાર શાંત રહી શ્યામ મનોહરે કહ્યું: શું કહું, મને એ વાતનું ઘણું જ દુઃખ થાય છે કે, આપણે જુદાં રહી બિલકુલ પારકા જેવાં થઇ ગયાં. આજે મામી કયાં છે?

મનોરમા–એ પણ કદાચ ત્યાં જ ગયાં હશે.

શ્યામમનોહર શાંત બની, કાંઇક વિચાર કરવા લાગ્યો. મનોરમા ધીમે ધીમે આગળ વધીને તેની પાસે જઇ બેઠી અને પૂછ્યું કે: આપ શા વિચારમાં પડી ગયા, એ તો કહો?

શ્યામમનોહરે હસીને મનોરમાનો હાથ ખેંચી પોતાના હાથવતી તેનો હાથ પકડયો અને ધીરે ધીરે કહેવા માંડયું: ના,કાંઇ એવી વાત નથી.હું એજ વિચાર કરી રહ્યો હતો કે નિર્મળાનો વિવાહ થવાનોછે, અને કાકાએ મને એની ખબર પણ ન આપી, અને મામીને બોલાવી લીધી. એના મનમાં તો આપણે બન્ને જણ પરભાર્યાં ઠર્યાં.

શ્યામમનોહરના મનમાં કાંઇક લાગણી થયેલી જણાતી હતી. મનોરમા તે સમજી અને બોલી, મને આપે આપના ચરણોમાં સ્થાન આપી તમે એવા પરાયા થઇ ગયા છો. નહિંતો કદાચ આટલા દિવસોની અંદર તો તમારો મેળ થઈ ગયો હોત.

શ્યામમનોહર હસીને કહ્યું. નહિં; મેળ કરવાની જરૂર પણ નથી. કાંઇ એમ તો છે જ નહિં કે તારાથા જુદો પડીને હું કાકાની

સાથે મેળ કરી વધુ સુખી થાઉં, આપણે તો આમજ સારૂં છે. જે વખતે મેં મારો વિવાહ કર્યો હતો, તે સમયે જો હું કાકાની સલાહ લેત તો મને લાગતું નથી કે હું તને મેળવી શકત એકાદ પણ વિઘ્ન તો તે જરૂર નાંખત. ગમે તો કુળનો ઝગડો કાઢત કે ગમે તો વંશનો બખેડો ઉભો કરત. કોઇ ને કોઇ રીતે વિવાહમાં અડચણ જરૂર થાત.

મનોરમા ભયભીત બની, આ વખતે સંધ્યાકાળનો સમય હોવાથી ઘરમાં અંધારૂં થયું હતું એટલે શ્યામમનોહર તેનો ચ્હેરો બીલ્કુલ જોઇ શકયો નહિં, તેનો જે હાથ તેના હાથમાં હતો, તે હાથ પણ કંપી ઉઠયો હતો. એ રીતે મનોરમાએ પોતાના એ હાથથી પોતાના મનની બધી વાતો જાણે શ્યામમનોહર આગળ પ્રકટ કરી દીધી.

શ્યામમનોહરે હસીને કહ્યું: હવે તું સમજી ગઇ હઇશ કે મેં કાકાની જે સલાહ ન લીધી એ સારૂં થયું કે ખોટું ?

કેટલીકવાર પછી મનોરમાએ કહ્યું: હું શું જાણું! પણ હા, હું એ તો જાણું છું કે, તમને મારા જેવી સેંકડો, હજારો દાસીયો મળી શકત

શ્યામમનોહરે મનોરમાનો કોમળ હાથ ધીમેથી દબાવીને કહયું, હું એ સર્વ કાંઇ પણ જાણતો નથી, હું તો એ જાણું છું કે, મારે એક દાસી છે અને એ દાસીના અભાવની વાતનો હું વિચાર પણ કરી શકતો નથી. સેંકડો હજારોની વાતનો તો તું વિચાર કરી શકે છે.

બીજે દિવસે હરિબા આવી, પણ તેના મુખનો ભાવ કાંઇક જુદાજ પ્રકારનો હતો. તેણે રોજની માફક જબરદસ્તી ગળું દબાવીને સખી સખી કહી મનોરમાને પજવી નહિં, તેમ વારંવાર રમવા માટે પત્તાં લાવવાનો પણ તેણે આગ્રહ ન કર્યો. તે મોં ચઢાવી શાંત રીતે એક સ્થળે બેસી રહી.

મનોરમા–સખી કાલે તું કેમ ન આવી?

હરિઆ–હા બહેન, કાલે બહુ કામ હતું. પેલા ઘરમાં નિર્મલાનો વિવાહ થવાનો છે ને.

મનોરમા-હા સાંભળ્યું છે. બધુ બરોબર થઇ ગયું?

હરિઆએ મનોરમાના આ પ્રશ્નનો ઉત્તર ન આપતાં તેના મોં સામે જોઇ કહ્યું. સખી એક વાત પૂછું ખરી વાત કહેશે?

મનોરમા–કયી વાત?

હરિઆ—જો સાચે સાચું કહું તો તો પૂછું, નહિં તો ફરી પૃછવાથી શો લાભ?

મનોરમા કાંઇક ચિંતાતુર બની, તેણે કહ્યું કેમ, સાચી વાત કેમ નહિ કહું?

હરિઆ—ત્યારે તને મારો વિશ્વાસ તો છે ને?

મનોરમા–હા, કેમ નહિં?

હરિઆ—ઠીક તો કહે કે, શ્યામમનોહરનો તારા ઉપર કેટલો પ્રેમ છે?

મનોરમાએ કાંઇક શરમાઇને કહ્યું, મારા ઉપર એ બહુ જ દયા રાખે છે.

હરીઆ-ના, એમ દયાની વાત નથી. હું પૂછું છું કે એ તારા ઉપર ખરે પ્રેમ રાખે છે કે નહિં.

મનોરમા હસી પડી,એ તો હું કેમ કરીને જાણી શકું કે ખૂબ પ્રેમ રાખે છે કે થોડો?

હરિઆ–તું ખરેખર નથી જાણતા?

મનોરમા—ના.

ખરી વાત છે. મનોરમા એ વાત નથી જાણતી.હરિબા વિચારમાં પડી ગઇ. તેણે માથું હલાવી કહ્યું: સ્ત્રી એ ન જાણે કે તેના ધણીનો પ્રેમ તેના ઉપર કેટલો છે. બસ એ વાત મારા માન્યામાં નથી આવતી, મને કાંઇક ભય લાગે છે? એ સમયે હરિબાના મુખપર જે ભાવ હતો તેમાં એક આંતરિક શંકા છુપાયલી હતી. એ વાત સમજી મનોરમા પણ કાંઇક શંકાશીલ બની. તેણે કહ્યું: કેમ માન્યામાં નથી, આવતી ? ભય શાનો ?

હરિબા—એ વાત કોઇ બીજે દિવસે કહીશ.

થોડીવાર પછી મનોરમાની દાઢીપર હાથ મૂકીને હરિબાએ કોમળ સ્વરે કહ્યું: કેમ સખી, આટલું રૂપ, આટલા ગુણ, આટલી બુદ્ધિ હોવા છતાં પણ શું આટલા દિવસ સુધી તું ધાસ કાપતી હતી?

મનોરમા હસી પડી.

---



## પ્રકરણ ૬ ઠ્ઠું.

### હરિશંકરને સોમનારાયણે કહેલી ગુપ્ત વાત



જુ સુધી કોઇ વાત ઉઘાડી પડી નહોતી. એ હરિશંકર પંડયાના મનમાંજ છુપાયલી હતી. એક મનુષ્ય હતો જે જોવામાં તો ભલો માણુસ જણાતો હતો, પણ તેનાં કપડાં ફાટલાં તુટેલાં, જુનાં હતાં તે આજ બે ત્રણ દિવસથી ત્યાં આવવા લાગ્યો અને બ્રાહ્મણી સુલોચનાની સાથે ગુપચુપ કાંઇક વાતો કરીને ચાલ્યો જતો હતો. સુલોચના જાણતી હતી કે હરિશંકર એ જાણતો નથી, પણ તેને આ વાતની ખબર પડી ગઇ હતી.

આજે બપોરના હરિશંકર અને તેના કાકા વિનોદભાઇ બંને ઘરમાં શેતરંજ રમતા હતા. એટલામાં અંદર બારણા આગળ કાંઇક શોરબકોર થતો સંભળાયો જાણે કોઇ કોમળ સ્વરે દયાની ભિક્ષા માગી રહયું છે અને બીજો કોઇ કર્કશ સ્વરે તીવ્ર ભાષામાં તિરસ્કાર કરી ભય બતાવી રહયું છે. એક સ્ત્રી હતો, બીજો પુરુષ હતો. હરિશંકરે કહયું: કાકા બારણે આ શો બખેડો મચી રહ્યો છે! વિનોદકાકાએ કહ્યું: જુઓ સંભાળો, આ સોગઠી મરી, ફરી થોડીવાર કાંઇ

ન સંભળાયું,વળી થોડીવારે પાછો ઘરમાં શોરબકોર થતો સંભળાયો, આ જોઇ હરિશંકરે ઉઠી ઉભા થઇ કહ્યું જરા ઉભા રહો હું જોઇ આવું.

કાકા વિનોદે તો તેનું લુગડું પકડી કહ્યું. જો, તારી બાજી હારી ગઇ. હરિશંકર વળી બેઠો. પણ ઘોંઘાટ તો કોઇ રીતે શમતો જ નહોતો. લાચાર થઇ હરિશંકર ફરીવાર પણ ઉઠી ઉભો થયો. બારણે જતાં જ જુએ છે તો સુલોચના બંન્ને હાથે એ માણસના પગ પકડી બેઠી છે અને એ બુમો પાડી પાડીને કહે છે કે: મારી વાત માન, નહિં તો હું તને જે કાંઇ કહું છું તેજ કરીશ.

સુલોચના રડતી રડતી કહેતી હતી કે, મને ક્ષમા કરો. તમે એક વાર તો મારો સર્વનાશ કરી જ દીધો છે, હવે તો જરા સુખે બેસવા દો, મને નષ્ટ ન કરો.

તે કહેતો હતો. તારી છોકરી આવા મોટા માણસની સાથે પરણી છે, છતાં તું મને બે હજાર રૂપિયા નહિં આપે ? બસ, મને રૂપિયા મળી જાય તો હું ચાલ્યો જઉં.

સુલોચનાએ કહ્યું: તું દારૂડીયો અને બદચાલનો છે. બે હજાર રૂપિયા તારા હાથમાં કેટલા દિવસ રહેશે? તું તો ફરી આવશે અને ફરી રૂપિયા માગશે. ગમે તેમ હો, પણ હું તો તને રુપિયા નથી આપવાની.

તેણે કહ્યું. હું દારૂ પીવો છોડી દઇશ. ધંધો રોજગાર કરીશ, અને ફરી હું કદી તારી પાસે રૂપિયા માગવા નહિં આવું.

સુલોચનાએ તેને એ વાતનો કશો ઉત્તર ન આપ્યો અને જમીનપર માથું મુકી પગે લાગી તેને કહ્યું: મારા ઉપર દયા કર મારાથી રૂપિયાની માગણી મનોરમા પાસે નહિં થઇ શકે.

આ બંનેમાંથી કોઈએ જોયું નહિં કે હરિશંકર આવી પાસે જ ઉભો છે. એથી એ લોકો મોટેથી એ વાતો કરી રહ્યાં હતાં. હરિશંકર એમની છેક પાસે ગયો, તેને જોઇ બંને જણ ચમક્યા. હરિશંકરે એ અજાણ્યા માણસના પાસે જઇ પૂછ્યું કે તું કોના હુકમ થી આ મકાનમાં પેઠો છે?

પહેલાં તો એ માણસ કાંઇકવાર સુધી શીવાઇ જઇ છાનો માનો ઉભો જ રહ્યો. પણ જ્યારે એ સમજી ગયો કે મેં જે કાંઇ કર્યું છે તે ગેર કાયદેસર છે, ત્યારે તે ત્યાંથી નાસી જવાનો લાગ શોધવા લાગ્યો, પણ હરિશંકરે એકદમ તેનો હાથ પકડી લીધો અને જોરથી બુમ પાડી પુછ્યું: તું કોના હુકમથી અહીં આવ્યો છે?

જ્યારે તેણે જાણ્યું કે અહીંથી નાસવાનો કોઇ ઉપાય નથી. ત્યારે તેણે કાંઇક સાહસથી કહ્યું: હું સુલોચનાની પાસે આવ્યો હતો.

આ માણસના મોંમાંથી દારૂની ઘણી જ ખરાબ ગંધ આવી રહી હતી, અને તેના આખા શરીર ઉપર હીનતાના અત્યાચારની મલિન છાયા પડેલી જણાતી હતી. હરિશંકરે ગુસ્સાથી તિરસ્કારથી કર્કશ સ્વરે કહ્યું: પણ તું કોના હુકમથી અહીં આવ્યો?

તે બોલ્યો-હુકમ કેવો?

હવે એ માણસના ચ્હેરાનો ભાવ કાંઇક બદલાઇ ગયો. જાણે તેને યાદ આવી ગયું હોય કે પૂછનાર પર મારૂં કાંઇક જોર ચાલે તેમ છે, અને આ મકાન પર પણ મારો કાંઇક હક છે. એ પ્રકારનો ઉત્તર સાંભળી હરિશંકરને વધુ ક્રોધ થયો તેણે બુમ પાડી કહ્યું, બદમાશ, દારૂડીયા, જાણે છે કે, હું તને હમણાં જ જેલમાં મોકલી શકું તેમ છું.

એ આદમીએ પણ મોં ચઢાવી કહ્યું, હા, હા, બધું જાણું છું.

હરિશંકર તેને મારવા માટે તૈયાર થઇ ગયો. બોલ્યો, સર્વ જાણે છે! ચાલ, હમણાં જ તને પોલિસમાં મોકલી દઉં છું.

એ માણસે કંઇક હસીને એ પ્રકારનો ભાવ પ્રકટ કર્યો કે; જાણે પોલિસ પાસે જવામાં તેને કંઇ જ અડચણ નથી. તેણે કહ્યું. હમણાં જ લઇ જશો કે?

હરિશંકરે તેને ધક્કો મારીને કહ્યું, હા, હા, હમણાં જ. ધક્કો સંભાળીને અને સ્થિર થઇને તેણે ગંભીર ભાવથી કહ્યું, પંડિતજી, તમે એકદમ આટલી બધી બહાદુરી ન બતાવો. ગમે તો તમે મને પોલીસ પાસે લઇ જાઓ કે થાણામાં લઇ જાઓ, પણ જરા વિચાર કરજો. તમને ખબર છે કે હું તમને બનારસમ રહેવું ભૂલાવી દઇશ.

હરિશંકરે ગુસ્સાથી કહ્યું, હવે ચાલ ચાલ, મને કાશીમાં રહેતાં ચાલીસ વર્ષ થયા છે, આ આવ્યો છે મને કાશીમાં રહેવાનું ભૂલાડી દેવા!

હરિશંકરે ધાર્યું હતું કે, આ માણસ મને ગુન્ડાઓની બીક બતાવવા આવ્યો હશે. ઘણા લોકો આવી રાતે થી બ્હી જાય છે, પણ હરિશંકર તો ઘણા દિવસોથી કાશીમાં રહેતા હતો, તેને આવી વાતોનો તો ભય હતો નહિં. એથી ક્રોધપૂર્વક કહ્યું, આવ્યા છે. અમને ગુન્ડાપણું બતાવવા?

તે બોલ્યો, નહિં પંડિતજી, એ ગુન્ડાપણું નથી, હમણાં જ તમે મને પોલીસમાં લઇ જાઓ, ત્યાં જઇ હું બધું બતાવી આપીશ,

હરિશંકર—ત્યાં શું બતાવવાના છે?

તે માણસે કહ્યું: હું જે જાણું છું તે ત્યાં બતાવીશ કે, તમારે બનારસમાંથી નાઠા વગર છુટકોજ નહિ થાય,હુ એવી વાતો જણાવીશ

કે જેથી તમારી આખી નાતના લોકો એ સાંભળી તમને નાત બહાર મુકશે, તમે બ્રાહ્મણ મટી શુદ્ર થઇ જશો.

હરિશંકર—મને નાત બહાર કોણ મુકનાર છે, શુદ્ર કહેનાર કોણ છે ?

તેણે કહ્યું, પંડિતજી,નારાજ ન થાઓ. ખરેખર તમે નાતમાંથી ભ્રષ્ટ થયા છો, તમે એકલા જ ભ્રષ્ટ થયા છો એમ નહિં, પરંતુ આજ સુધીમાં જેટલા ભલા માણસો વિશ્વાસથી તમારી પાસે આવ્યા છે. ત્રણ વર્ષથી જેટલા લોકોને તમારે ત્યાં તમે જમાડયા છે, એ સર્વ પણ ભ્રષ્ટ થયા છે. હું એ સર્વ લોકોને જઇ એ વાત કહીશ.

આ સાંભળી હરિશંકરના મનમાં પણ કાંઇક ભય ઉત્પન્ન થયો. ભયનું યથાર્થ કારણ સમજવા પહેલાંજ તેનો તીવ્ર સ્વર મંદ પડી ગયો. તો પણ તેણે કહ્યું, શું મેં લોકોને વટલાવ્યા છે ?

તે માણસે કહ્યું: હાં, અને એ વાતને સાબીત કરવાનું મારે માથે છે.

હરિશંકરે નરમ પડીને ધીમેથી કહ્યું, અરે ભાઇ વાત શી છે, જરાતો કહે.

એ માણસે હસીને કહ્યું, તમે એકલાજ સાંભળવા ઇચ્છા રાખો છો કે, બીજા દસ પંદર માણસોને બોલાવી લાવવા છે? હું તો કહું છું કે, બીજા પાંચ દસ માણસોને બોલાવી લાવો. પડોશના પાંચ પંદર માણસ આગળ આ વાત કહીશ તો ઠીક પડશે.

હરિશંકરે તેનો હાથ પકડી કહ્યું, ભાઇ, ગુસ્સો ન કર. મેં તારી સાથે બહુ અન્યાય કર્યોછે, એ વાત ઉપર તું ધ્યાન ન આપ, આવ, અંદર આવ.

ત્યાંથી બન્ને જણ ઘરમાં જઇ એક ખંડમાં બેઠા, હરિશંકરે પૂછ્યું: કહે ત્યારે શી વાત છે ?

તેણે પૂછ્યું: આ સુલોચના જેના હાથની તમે રસોઇ જમો છો એ તમને ક્યાંથી મળી હતી ?

હરિશંકર–અહીંથી જ મળી છે, તે કોઇ દુઃખીની કન્યા હતી. મેં એને મારે ત્યાં આશ્રય આપ્યો છે.

તેણે કહ્યું: હું એ નથી કહેતો કે, તમે ધનવાંનને તમારે ત્યાં આશ્રય આપ્યો છે, પણ એ વાત તો કહો કે, તમે કદી પણ તપાસ કરી હતી કે એ કઇ નાતની સ્ત્રી છે ?

હરિશંકરના ચ્હેરાનો રંગ એકદમ ફીકો પડી ગયો. તેણે કહ્યું: એ બ્રાહ્મણની કન્યા હતી. શુદ્ધ આચરણ વાળી હતી એના હાથની રસોઇ જમવામાં શો બાધ હતો ?

તેણે કહ્યું, એ તો ઠીક છે. કે એ બ્રાહ્મણની કન્યા છે, અને વિધવા છે. પણ એ તો કહો કે જે સ્ત્રી પોતાનું ઘરબાર છોડી બીજાની સાથે નીકળી જાય, તેને પણ તમે શું શુદ્ધ આચરણવાળી કહેશો? અને તેનાં હાથની રસોઇ જમશો ?

હરિશંકરે જીભ દાંત વચ્ચે ડબાવી કહ્યું, શિવ ! શિવ ! અરે એના હાથનું તો કોઇ શી રીતે જમી શકે ?

તેણે કહ્યું, એ તો હું પણ કહું છું. પંદર સોળ વર્ષ થયાં એ સુલોચના ત્રણ વર્ષની પ્રાવણી છોકરી લઇને ઘરમાંથી નીકળી ગઇ હતી અને તેને આશ્રય આપી તમે પોતે વટલાયા છો અને સાથે સાથે બીજા ઘણા માણસોને ધર્મ ભ્રષ્ટ કર્યા છે.

હરિશંકર–એની સાબીતી શી ?

તેણે કહ્યું—સાબીતી કેમ નહિં ? તેને માટે તમારે ચિંતા કરવાની જરૂર નથી, જેની સાથે તે ઘરમાંથી નીકળી ગઇ હતા તે તેનો પ્રીતિપાત્ર સોમનારાયણ ભટ હજુ જીવતો છે.

હરિશંકર કેટલીવાર સુધી તો તેના મોં સામે જોઇ જ રહ્યો. તેમણે ધાર્યું કે કદાચ આ જ સોમનારાયણ હશે. તેમણે પૂછયું. શું તમારૂ જ નામ સોમનારાયણ છે ?

એ માણસે તો પોતાનાં પહેરેલાં મેલાં કપડાંથી પણ વધુ મેલાં, ગંદાં કપડાંની અંદરથી છિન્ન ભિન્ન થયેલું જનોઇ કાઢીને બતાવ્યું. અને હસતાં હસતાં કહ્યું, હું તો બ્રાહ્મણ છું. હરિશંકર કાંઇક આઘા ખસીને બેઠા પછી કહ્યું, તને જોતાં તો જણાય છે કે, તું તો કોળી વાઘરી છે ! ઠીક, નમસ્કાર.

તે માણસને આ સાંભળી ક્રોધ ન થયો. તેણે કહ્યુ: નમસ્કાર! તમારૂં અનુમાન ખોટું નથી. તમે મને કોળી વાઘરી કહી શકો છો, મુસલમાન કે ખ્રિસ્તિ પણ કહી શકોછો. હું નાત જાત કાંઇ માનતો નથી, હું તો પરમહંસ છું.

હરિશંકર–તું તો મહા પાખંડી જણાય છે.

તેણે કહ્યું: મને એવું કહેવાની કાંઇ જરુર નથી, કેમકે આથી પહેલાં ઘણા લોકોએ અનુગ્રહ કરીને મને એ વાત કહી છે. હું હાલ પણ એ વાત સમજી શકું છું કે: પહેલાં હું કેવો હતો, અને હવે કેવો થઇ ગયો છું. પણ એ વાત તો સાચી છે કે હુંજ સોમનારાયણછું.

હરિશંકરનો ચહેરો ક્રોધથી લાલચોળ થઇ ગયો. તેણે ઘણી જ મૂશ્કેલીથી પોતાના મનનો ભાવ છુપાવતાં કહ્યું: ઠીક, એ વાત કહે કે હવે તું શું કરવા ધારે છે? તું સુલોચનાને લેવા આવ્યો છે ?

સોમનારાયણ—જી નહિં. એથી તો આપને ખાવા પીવાની

પાછી અડચણુ પડશે, હું એવો અધમ નથી.

હરિશંકરે, આ વાત સહન કરી લીધી. વળી પૂછ્યું. તો કહે કે હવે તારી શી ઇચ્છા છે ? અહીં કેમ આવ્યો છે ?

સોમનારાયણુ–મારે તો માત્ર રૂપિયા જોઇએ છીએ. મારી પાસે એક પૈસો પણુ નથી, હું ઘણા કષ્ટમાં છું, એથી હું અહીં આવ્યો છું. બસ, મને હજાર બે હજાર રૂપિયા મળે તો હું છાનો માનો અહીંથી ચાલ્યા જઉં.

હરિશંકર–ઠીક. એટલા બધા રૂપિયા તને કોણુ આપશે ?

રામનારાયણુ–જેને ગરજ હશે તે એની મેળે આપશે. સુલોચનાનો જમાઇ આપશે, તે ઘણો મોટા માણુસ છે.

હરિશંકર એની આવી વાતો સાંભળી મનમાંને મનમાં ઘણોજ ચકિત થયો. સમજ્યા કે, આ માણુસ મોટો ધુતારો અને ખટપટીયો લાગે છે. તેમણે કહ્યુ ભાઇ, હું તો ગરીબ માણુસ છું. મેં તો એટલા બધા રૂપિયા કદી આંખે જોયા પણુ નથી. પણુ હા, એ બરોબર છે કે: સુલોચનાનો જમાઇ આપી શકે ખરો. પણુ એ આપશે નહિં. તું તેને ઓળખતો નથી. બે હજાર રૂપિયા તો રહ્યા, પણુ તું તેને બીક બતાવીને તો એક પાઇ પણુ મેળવી શકું તેમ નથી. હું સમજ્યો કે તું બુદ્ધિમાન છું. પણુ તે તો તારાથી પણુ વધુ બુદ્ધિમાન છે, એથી તું ગમે તે જાળ ફેલાવશે પણુ તારૂં કામ ત્યાં ચાલશે નહિં.

પહેલાં તો સોમનારાયણુ કાંઇક વાર સુધી હરિશંકરના મોં સામે જોતો રહ્યો, ફરી હસીને બોલ્યો, ઠીક જોઇ લેવાશે. એ વાતતો હું સમજી ગયો. હું યત્ન કરીશ, પછી यत्ने कृते यदि न सिद्धियति.

હરિશંકર વચમાંજ બોલી ઉઠયો. બસ કર હવે, દેવભાષાને વધુ અપાવત્ર ન કર.

સોમનારાયણે કહ્યું, જેવી આજ્ઞા, પણ હવે હું વધુ રોકાઈ શકું તેમ નથી, આપ મને સુલોચનાના જમાઇનું ઠેકાણું બતાવો.

હરિશંકરે કહ્યું: ભાઇ, ઠેકાણું તો તું સુલોચનાને પૂછ.

સોમનારાયણ—એ તો નહિં બતાવે, પણ તમે બતાવો.

હરિશંકર—જો હું ન બતાવું તો?

સોમનારાયણે શાંત થઈ કહ્યું: ના,આપ જરૂર ઠેકાણું બતાવ-શોજ. અને આપ ઠેકાણું નહિં આપો તો હું શું કરીશ તે તો મેં આપને પહેલેથી જ કહી દીધું છે.

હરિશંકરનું મુખ સુકાઇ ગયું, તેણે કહ્યું; મેં તો તારૂં કાંઇ પણ બગાડ્યું નથી ને?

સોમનારાયણ-ના, આપે તો મારૂં કાંઇ પણ બગાડ્યું નથી! એથી જ હું આપને એક કામ કરવાનું કહું છું કે: જો આપ મને તેનું નામ ઠેકાણું બતાવી દેશો તો હું ત્યાં જઇ જમાઇને બે ચાર આશિર્વાદ સંભળાવીશ અને છોકરીને એક વાર જોઇ આવીશ. બહુ દિવસથી મેં તેને જોઇ પણ નથી.

હરિશંકર મનમાં બ્હી ગયો હતો, પરંતુ તેણે સાહસ કરીને કહ્યું, હું તમને મદદ નહિં કરૂં, તમારી ઇચ્છામાં આવે તેમ કરો, મારાથી અજાણે એક પાપ થઇ ગયું છે તો એને માટે હું પ્રાયશ્ચિત કરીશ. પછી મારે શી વાતનો ભય છે.

સોમનારાયણ-જો આપને કોઇ વાતની બીક ન હોય તો પછી હું આજેજ બધા પંડ્યા લોકોને ત્યાં જઇ આ વાત કહી આવીશ. તે પછી બની શકશે તે રીતે સુલોચનાના જમાઇનું ઠેકાણું મેળવી ત્યાં જઇશ અને ત્યાં પણ સર્વની આગળ એ વાત કહી આવીશ. ઠીક પંડિતજી, નમસ્કાર, હવે હું જઉં છું.

જ્યારે તે ખરેખર ઉભો થઇ ચાલવા લાગ્યો, ત્યારે હરિશંકરે તેનો હાથ પકડી ફરી બેસાડયો અને ધીમેથી કહ્યું કે, ભાઇ, હું સમજી ગયો કે તું સહજમાં જીવ છોડું એવો આસામી નથી, ઠીક, તું નારાજ ન થા, મારી વાત સાંભળ, હમણાં તો તું આ વાતને અહિંજ રહેવા દે, આગળ વધાર નહિં, ફરી પાંચ સાત દિવસ પછી આવજે, ત્યારે જે થાય તે ખરૂં, જોઇ લઇશું.

સોમનારાયણ–પણ એ યાદ રાખજો કે, એ દિવસે પછી આમ ફેરો પાડવાથી કામ નહિં નભે હોં ?

હરિશંકરે તીવ્ર દૃષ્ટિથી તેની સામે જોઇ કહ્યું, કેમ ભાઇ, શું તું ખરેખર બ્રાહ્મણ છે ?

સોમનારાયણ–હા.

હરિશંકરે નિસાસો મૂકી કહ્યું, આશ્ચર્ય છે; ઠીક, સાત આઠ દિવસ પછી ફરી આવજે, પણ ત્યાં સુધી કોઇને પણ આ વાત ન કરીશ હોં, સમજ્યોને !

સોમનારાયણ–‘ જી હાં, ’ કહી તે ત્યાંથી ગયો. બે ચાર પગલાં આગળ જઇ વળી પાછો આવ્યો અને કહેવા લાગ્યો કે સારી વાત છે. પણ બે રૂપિયા તો મને આપો, મારૂં પૈસાનું પાકીટ કોણ જાણે કે આજે કયાં પડી ગયું ? આમ કહી તે દાંત કાઢી હસવા લાગ્યો.

હરિશંકર તો ક્રોધથી તેની સામે જોવા પણ ઇચ્છતા નહોતા. તેમણે છાને માને બે રૂપિયા કાઢીને તેના હાથમાં મૂકી દીધા, જે તેણે ઝટ લઇને કેડે ખોસી ત્યાંથી ચાલતો થયો.

સોમનારાયણ તો ગયો પણ હરિશંકર તો ઘણી વાર સુધી છાનો માનો ત્યાંજ બેસી રહ્યા. તેનું આખું શરીર કંપી ઉઠ્યું. જાણે હજારો વીંછીઓના ચટકાની વેદના થતી હોય તેવો અનુભવ કરવા લાગ્યો.





## પ્રકરણ ૭ મું.

### સુલોચના ગુમ.



પણ સુલોચના કયાં છે ? આજ ત્રણ દિવસથી હરિશંકરે ખાવું પીવું, સુવું, પૂજા પાઠ કરવી, યાત્રાળુઓને શોધવા, તેડી લાવવા બધું છોડી આખું કાશી ફરી વળ્યો, પણ તેને કંઇ સુલોચનાનો પત્તો ન લાગ્યો, અંતે લાચાર થઇ તે ઘેર આવ્યો, અને પોતે નિરાશ થઇ કહેવા લાગ્યો કે, હે વિશ્વેશ્વર ! આ કેવું દુર્ભાગ્ય ! હું તો એક અનાથ પર દયા કરવા ગયો હતો, પણ તેને લીધે તો મેં કેવું મહા પાપ માથે વ્હોરી લીધું.

હરિશંકરની ગલીમાં જ ખૂણામાં વિનોદકાકાનું ઘર હતું, હરિશંકરે ત્યાં તપાસ કરી તો કોઇ ન મળે, તેણે બુમ મારી, કાકા ઘરમાં છો કે ? કોઇએ ઉત્તર ન આપ્યો એટલે હરિશંકર અંદર ગયો, ત્યાં જઇ તેણે જોયું તો વિનોદકાકા એક દીવાના પ્રકાશમાં પોતાની સામે શેતરંજ બીછાવી એકલા બેઠા છે. તેમણે ત્યાં જઇ કહ્યું. કાકા, શું એકલા જ શેતરંજ રમ્યા કરો છો !

વિનોદે તેની સામે જોઇ કહ્યું આવ ભાઇ, જરા આ ચાલતો બતાવ.

હરિશંકરે વિરક્ત બની મનમાં ને મનમાં તેને કાંઇક કહ્યું કે: અહીં તો મારી નાત જાત બચવાનો સંભવ જણાતો નથી અને કાકા તો કહે છે કે: શેતરંજની ચાલ બતાવ

વિનોદે અર્ધું સાંભળ્યું ના સાંભળ્યું કરી પૂછ્યું, શું કહ્યું ?

હરિશંકરે કહ્યું: એ દિવસની વાત તમે જાણી ?

વિનોદ-કયી વાત ?

હરિશંકર-તે દિવસની વાત, જે દિવસે મારા ઘરમાં બખેડો થયો હતો તે દિવસની વાત.

વિનોદ—ના ભાઇ મેં બરોબર તો નથી જાણી. મને લાગ્યું હતું કે એ ઝઘડો તો ઘણો ધીરે ધીરે થયો હતો. પણ એ દિવસે તો તારી બાજી બહુ દબાયલી હતી.

હરિશંકરે મનમાં ને મનમાં ખીજવાઇ ને કહ્યું: હા, બાજી તો બહુ દબાયલી હતી પણ એ દિવસની કાંઇ વાત સાંભળી હતી ?

વિનોદે કેટલીકવાર વિચાર કરી કહ્યું: ના મેં તો ઘણે ભાગે કાંઇ પણ સાંભળ્યું નહોતું. ઠીક, તે વખતે તો એટલી ધીરે ધીરે વાતચિત થતી હતી કે હું કેવી રીતે સાંભળી શકું ! પણ યાદ છે કે એ દિવસે ખેલ કેવો જામ્યો હતો ? તું તારા વજીરને તો કોઇ રીતે બચાવી જ શકતો નહોતો. જુઓ, આ ખેલ હતો. જરા આને બચાવ જોઉં કેવો બચાવે છે ?

હરિશંકરે ખીજવાઇ કહ્યું: વજીર ગયો ચૂલ્હામાં ! હું એ પૂછુ છું કે એ દિવસની કોઇ પણ વાત તમે સાંભળી નથી ?

વિનોદે હરિશંકરના ખીજવાયલા મુખ સામે જોઇ કહ્યું: શું જાણું ભાઇ. મને તો કાંઇ યાદ નથી.

હરિશંકરે કેટલીક વાર સુધી ચુપ થઇ ગંભીર ભાવથી કહ્યું: ઠીક, સંસારનું બીજું કોઇ કામ કરો કે ન કરો, પણ પરલોક ને તો માનો છોને?

વિનોદ: હા, માનું છું. કેમ નહિં!

હરિશંકર-તો પછી તમે પરલોકને માટે કાંઇ કામ કર્યું છે? એકેય દિવસ કોઇવાર મંદિરે ગયા છો?

વિનોદે કાંઇક આશ્ચર્ય પામી કહ્યું: વાહ, આ કેવી વાત! શું હું કદી મંદિરમાં નથી ગયો? ઘણીવાર ગયો છું

હરિશંકરે ગંભીર બની કહેવા માંડ્યું: તમને વીસ વર્ષ કાશીમાં રહેતાં થયાં, પણ જણાય છે કે તમે વીસ દિવસ પણ કોઇ દેવનાં દર્શન નથી કર્યાં. પૂજા પાઠની તો વાત જુદી.

વિનોદે કહ્યું, ના, વીસ દિવસથી તો વધારે દિવસ દર્શન કરવા ગયો છું. પણ ભાઇ, તને શી ખબર! મને બીલકુલ સમય મળતો નથી, એથી પૂજા પાઠ કાંઇ પણ થઇ શકતું નથી, જુએ ને; સવાર થતાં જ શંભૂ મિશ્ર સાથે એક બાજી રમવી પડે છે. તે બહુ સારૂ રમે છે. બસ, એક બાજી રમતાં તો બપોરનો વખત થઇ જાય છે. એ પછી ન્હાઇ, ધોઇ નિત્ય કાર્ય કરીને પછી જમું છું. જમતાં જમતાં સંધ્યાકાળ થઇ જાય છે, અને પછી શું કહું, ગંગા પાંડે ગમે તે કહે, પણ તેનો ખેલ તો વખાણ કરવા લાયક છે. તે દિવસે તો તેણે મત મ્હાતજ કરી લીધો હતો, એક તરફથી ઘોડો અને બીજી તરફથી હાથી લઇ બિલકુલ દબાવતો જ ચાલી આવ્યો, હું તો સમજ્યો કે......

હરિશંકર-હવે જવાદો એ વાત. બપોરે તમે શું કરો છો?

વિનોદ—બપોરના વખતે સોમા પંડ્યાની સાથે, તેના બંન્ને હાથી... બસ એ સમયે જુઓને...

હરિશંકરે બહુજ ખીજવાઇને વચમાં જ કહ્યું: બસ રહેવા દો, રહેવા દો, બપોરે સોમનાથ પંડ્યા અને સંધ્યાકાળે શંભુનારાયણુની બેઠકમાં, બસ ફરી તમને સમય મળે કયાંથી ?

વિનોદ ચુપ રહ્યો. હરિશંકરે આગળ કહેવા માંડ્યું: પણ કાકા, હજુ દિવસ તો બહુ રહ્યો નથી. હવે તમારે પરલોકને માટે પણ તૈયાર થઇ જવું જોઇએ. અને તેની પણ થોડી ઘણી ચિંતા કરવી જોઇએ. તમે ત્યાં શેતરંજનાં માહરાં તો તમારી સાથે લઈ જવાના કે નહિં ?

વિનોદ હસી પડ્યો. તેણે કહ્યું: નાઃ ભાઇ, શેતરંજનાં મોહરાં તો હું મારી સાથે નહિં લઇ જઇ શકું. અને જે તમે મને તૈયાર થવાનું કહ્યું, તેમ હું તૈયાર તો છું જ. બસ જે દિવસે ત્યાંથી હુકમ આવશે એજ દિવસે આ સર્વ કોઇને સોંપી સીધો ચાલ્યો જવાનો. આને માટે આટલી બધી ચિંતા કરવાની શી જરૂર છે ?

હરિશંકર--ચિંતા કરવાની કાંઇ જરૂર નથી. તમને કોઇ પ્રકારની આશંકા નથી !

વિનોદ—બિલકુલ નહિં, જરા પણ નહિં. જે દિવસે મારો કમળ ચાલ્યો ગયો, જે દિવસે કમલચરણે મારા મોં સામે જોતાં જોતાં આંખ બંધ કરી, તે દિવસથી આશંકા, ભય આદિ સર્વ ઉપદ્રવ તેની પાછળ પાછળ ચાલ્યા ગયાં. એક દિવસને માટે પણ મને એની ખબર ન પડી કે એ સર્વ ઉપદ્રવ કેવી રીતે ચાલ્યો ગયો.

આટલું કહેતાં તો એ વૃદ્ધની બન્ને આંખોમાં આંસું ભરાઇ ગયાં.

હરિશંકરે કહ્યું: ઠીક, હવે એ સર્વ વાતો જવા દો, મારી એક વાત સાંભળો.

વિનોદ-હા, કહો.

હરિશંકરે એ દિવસે સર્વ વાતો એકે એકે કરીને કહી સંભળાવી. અંતે પૂછ્યું કે: હવે આનો શો ઉપાય કરવામાં આવે!

વિનોદ હંમેશાં પ્રસન્ન રહ્યા કરતો હતો. પણ એ સર્વ વાતો સાંભળતાં સાંભળતાં તેની એ પ્રસન્નતા જતી રહી, અને તેનો ચ્હેરો પીળો પડી ગયો. તેણે કહ્યું: હરિશંકર, એવું ન બને, સુલોચના તો સતી સાવિત્રી હતી.

હરિશંકર-પહેલાં તો હું એવું સમજતો હતો, પણ સ્ત્રિયોને માટે સર્વ કાંઇ સંભવિત છે.

વિનોદચન્દ્ર-છટ! એવી વાત મુખમાંથી ન કહાડ. મનુષ્ય માત્ર પુણ્ય પાપ કર્યા કરે છે, એમાં સ્ત્રી અને પુરૂષનો કોઇ ભેદ જ મને તો જણાતો નથી. શું તમને તમારી માની વાત યાદ નથી! શું એ સર્વ વાતો તું એકદમ ભૂલી ગયો?

હરિશંકર કાંઇક શરમાઇ, કાંઇક વિરક્ત બની થોડી વાર તો માથું નમાવી શાંત રહ્યો. પછી બોલ્યો: પરંતુ હવે જે નાતમાંથી ભ્રષ્ટ થયા તેનું શું કરવું?

વિનોદ-પ્રાયશ્ચિત કરી લેવું. અજાણમાં કદાચ કોઇ પાપ કર્મ થઇ જાય, તો શું તેને માટે કોઇ પ્રાયશ્ચિત નથી?

હરિશંકર-પ્રાયશ્ચિત તો છે જ. પણ અહિંના લોકો આ વાત જાણીને મને ન્યાત બહાર મુકશે તો?

વિનોદ-મુકવાદે, પછી.........

હરિશંકર કાંઇક ગુસ્સે થઇ વચમાં જ બોલ્યોઃ-શું કહ્યું ? કરવા દેવું. કાકા, જરા સમજીને વાત કરો.

વિનોદ-હા, હા, હું સમજીને જ વાત કરૂં છું, હવે તારી ઉમ્મર કાંઇ નાની નથી, હું સમજું છું કે પચાસની પાર તો તું પહોંચી ગયો છે. આટલા દિવસ તો તું નાતમાંજ હતો ને, બાકી બે ચાર વર્ષ નાતમાં નહિં રહું તો તેથી શી મોટી હાનિ થઇ જવાની છે ?

હરિશંકર-એમાં કાંઇ નુકશાન નથી! જ્યારે નાત ભ્રષ્ટ થઉં, ધર્મ ચાલ્યો જાય, જાત ચાલી જાય, ત્યારે ઇશ્વરની પાસે જઇ શો ઉત્તર આપું ?

વિનોદ, એ ઉત્તર આપવો કે મેં અનાથને આશ્રય આપ્યો હતો.

હરિશંકર થોડીવાર ચુપ રહ્યો. આ વાત તેના મનમાં ન ગોઠી, કાંઇકવાર પછી તેણે કહ્યું, તો પછી, હું તેને સુલોચનાના જમાઇનું ઠેકાણું ન બતાવું ?

વિનોદચન્દ્ર-ના, પણ ન કહેવું. એ બદમાશ અને દારૂડીયો છે. એ ડરાવી ધમકાવી તારી પાસે રૂપિયા કઢાવવા ઇચ્છશે, અને પછી એક ભલા માણસના પુત્રની પાસે પણ રુપિયા વસુલ કરશે. તો શું આવા કામમાં તું એને મદદ કરીશ ?

હરિશંકર-પણ કદી હું તેને મદદ ન કરૂં તો મારૂં તે સર્વ નાશ તે કરશે. મારી વાત ઉઘાડી પડે તો મારે ત્યાં તો એક પણ યજમાન ફરી નહિં આવે. હું પછી ખાવા માટે કોને ત્યાં જઇશ?

વિનોદચંદ્ર—ના, તું એ વાતની ચિન્તા ન રાખીશ હું સરકાર બહાદૂરની કૃપાથી વીસ રૂપિયા મહિને પેન્શન મેળવું છું, તું મારો ભત્રીજો છું. બસ, એટલામાં આપણ બંન્નેનું ગુજરાન નભશે,

આપણે ખાઇશું અને શેતરંજ ખેલીશું, અને ઘરમાંથી કંઇ બહાર નીકળીશું જ નહિં.

હરિશંકર બહુજ દુઃખી થયો, છતાં વિનોદચન્દ્રના મોંઢે આવી નાના છોકરા જેવી વાતો સાંભળી હસી પડયો. અને કહ્યું, કાકા, તમે મારો ભાર તમારા ઉપર કેમ વ્હોરી લ્યો છો? અને હું પણ શું કોઇ બીજાની બલા મારે માથે લઇ મારી જાતિ ગુમાવીશ? એથી સારૂં તો.........

વિનોદે વચમાં જ કહ્યું, હા બરોબર એથી સારું તો એ છે કે તેનું નામ ઠેકાણું સર્વ બતાવી દેવું અને એક દરિદ્ર બાલિકાને તેના પતિથી; તેમ માન આબરૂ આદિ સર્વથી નષ્ટ કરીને આ પુરાણાં હાડકાંને ગીધ અને કુતરાંનો ગ્રાસ થતાં બચાવી લેવાં. ઠીક વાત, ભાઇ બચાવી લે. પણ તું મારી પાસે આ વિષયની વાત કરવા આવ્યો તે સારૂં કર્યું, પણ જ્યારે તું મારી સલાહ જ લેવા આવ્યો છું. તો ફરી મારી એક વાત સાંભળી લે. આ કાશી ધામ છે. અહિં માતા અન્નપુર્ણાનું રાજ્ય છે. જો તું અહીં રહી એની સતી બાલિકાઓની પાછળ પડીશ તો એ કામ સારૂં નહિં થાય.

હરિશંકર ગુસ્સે થઇ બોલ્યોઃ તો શું કાકા, તમે મને શ્રાપ આપી રહ્યા છો ?

વિનોદચન્દ્ર-ના, તું તો કાશીનો ગોર છું, સ્વયં બાપુ વિશ્વનાથજીના વાહન રૂપ છુ. મારો શાપ તને નહિં લાગે. તું એથી ડર નહિં. પણ ભાઇ, જે કામમાં તું હાથ નાંખી રહ્યો છે એ વાત બરોબર નથી. સતી સાવિત્રીનો યમરાજને પણ ભય લાગેછે. બસ, હું તને એ વાતનું સ્મરણ આપી રહ્યો છું. આપણે ઘણા દિવસ સુધી એકી સાથે શેત્રંજ ખેલી રહ્યા હતા. એ ઉપરાંત પણ મારો તારા

ઉપર પ્રેમ છે, એથી આટલી વાત કહું છું.

હરિશંકરે આ વાતનો કાંઇ જવાબ ન આપ્યો, તે ઉદાસ મુખે ઉઠી ઉભો થયો.

વિનોદે કહ્યું: તો ફરી તું શું મારી વાત નહિં માને?

હરિશંકર—તમારા જેવા પાગલની વાત માનું તો મારે પણ પાગલ થઇ જવું પડે.

હવે વિનોદચંદ્ર ચુપ રહ્યા, હરિશંકર ત્યાંથી બહાર નીકળ્યો.

વિનોદચન્દ્રે શેત્રંજનાં મોહરાં ઉપાડી તેની પોટલી બાંધતાં બાંધતાં મનમાં વિચાર કર્યો કે: એનું કહેવું ઠીક જણાય છે. મારી સલાહ વગર તો સંસારનું કામ ચાલતુંજ નથી. જ્યારે કોઇ મરી જાય છે, અને કોઇ માણુસ ઉંચકનાર મળતું નથી, ત્યારે કદી કદી લોકો મને બોલાવવા આવેછે.ત્યારે દાહકર્મ કરવા જવું પડે છે. જ્યારે કોઇ માંદુ પડે છે ત્યારે પણ લોક બોલાવવા આવે છે, એ વખતે જઇ રોગીની સેવા શુશ્રુષા કરવી પડે છે. એ ઉપરાંત કેટલાક લોકો શેતરંજ ખેલવા પણ આવે છે, પણ મારી આટલી ઉમ્મર થઇ ગઇ, છતાં આજ સુધી તો કદી કોઇ મારી સલાહ લેવા તો આવ્યું નથી. બહુ વાર સુધી વિચાર કર્યો છતાં કોઇ વાતનો નિશ્ચય ન થયો. સૂર્યના પ્રકાશ સમાન ઉજ્વલ, સ્ફટિક સમાન સ્વચ્છ વાત લોકોને કેમ સમજાતી નથી. એ તેના સમજ્યામાં ન આવ્યું, આવી સહજ અને સ્હેલી બાબા સંસારના લોકો કેમ સમજતા નથી.

બહુ જ વિચાર કર્યા પછી એ રાત્રે હરિશંકરે શ્યામ મનોહરના કાકા મુળશંકરને એવો પત્ર લખ્યો કે શ્યામ મનોહર પોતાની ઇચ્છાથી એક વેશ્યાની કન્યા સાથે લગ્ન કરીને તેને પોતાની સાથે લઇ ઘેર ગયો છે.

---



## પ્રકરણ આઠમું.

### મનોરમા કે વેશ્યાની પુત્રી




રિશંકરે સર્વ વાતો મણિશંકરને ખુલ્લે ખુલ્લી લખી દીધી. એથી તેને સમજવામાં એ વાત ન આવી અથવા એવો વિશ્વાસ બેઠો કેઃ આ સમાચાર કાંઇ ખોટા નથી. પણ તેના સમજવામાં આવ્યું કેઃ આ વખતે હવે શું કરવું? ચાલુ આ સમાચાર એને માટે સુખકર હોય કે દુઃખકર હોય પણ એ તો સંદેહ નથી કે આ એક બહુજ મોટી વાત છે. તેને એકલાને આ ભાર ઉઠાવવામાં કલેશ જણાયો, એટલે તેણે થોડામાં સર્વ વાતો પોતાની સ્ત્રીને કહી દીધી. જો એ મારી સલાહ લેત તો કદી આ વાત બનત ખરી? હું કદી આટલી મોટી ઠગ બાજી થવા દેત? જે બન્યું તે ખરૂં. પણ હાલ આ વાત કોઇના આગળ પ્રકટ કરવી ન જોઇએ. પહેલાં ખૂબ સારી રીતે વિચાર કરી લેવો જોઇએ.

પરંતુ કોઇ વાતને સારી રીતે સમજવા માટે કાંઇક સમય લાગે છે, બે ચાર દિવસ થોભવું પડે છે, અને સ્ત્રિયોથી એ વાત બની શકતી નથી. એથી હરિશંકરે પોતાના પત્રમાં જે કાંઇ લખ્યું હતું, એનો આશય પહેલાં બે ચાર કાને ગયો, અને ફરી ધીરે ધીરે એ

વાતને જાણનારી સંખ્યા વધવા લાગી. જે દિવસે મુળશંકરની પુત્રીને જોવા માટે તેનાં સાસરીયાં આવ્યાં હતાં એ દિવસે આ વાત હરિબાના કાને પડી હતી. એથી તે ડરતી ડરતી આ વાતની બાતમી મેળવવા આવી હતી કે શ્યામમનોહર મનોરમાને કેટલો ચાહે છે. એ દિવસે સ્ત્રિયોમાં ધારે ધારે પણ ઘણા ઉત્સાહ સાથે આ પ્રશ્નની બહુ જ વધુ આલોચના થઇ, કેમકે એ લોકો તો પહેલાંથી જ સમજી ગયાં હતાં કે મનોરમાપ્રતિ તેના પતિ શ્યામમનોહરની પ્રિતિ જરૂર તેના ભવિષ્યનો આધાર છે.

સર્વ લોક ગુપ ચુપ વાતો કરતાં હતાં, સર્વની આંખો અને આકૃતિથી જણાતું હતું. એમનાં કોમળ હૃદયમાં એક પ્રકારનો પશ્ચાત્તાપિક આનંદનો પ્રવાહ ઉભરાઇ રહ્યો હતો. સર્વ લોકો દુઃખની વાતો પ્રકટ કરે છે, અને ઠંડા નિસાસા નાંખે છે. પણ સર્વ લોકોના મનમાં ગુપ્ત રૂપે એ ઇચ્છા છુપાયલી હતી કે, મનોરમાની ભાગ્ય દેવી ગમે તે તરફ મોં ફેરવે પણ તે લોકો દુઃખની સાથે એકવાર હાય કહેશે. એ લોકો આ પરમ દુઃખનું ચિત્ર ઘણા યત્નથી અને ઘણી નિપૂણતાના સાથે એક બીજાના ચિત્તપર દૃઢતાની સાથે અંકિત કરવાનો પ્રયત્ન કરી રહ્યા હતા આજે બે દિવસથી ભારે ઉત્કંઠાથી એ લોકોને ઉંઘ પણ આવતી નથી, ધીમે ધીમે એક અઠવાડીયું વીતી ગયું. હજુ તો આગ રાત દિવસ માત્ર ધુંધવાયા જ જતી હતી, આગ હજુ સળગી નહોતી. આ વાત માત્ર સ્ત્રિયોમાં જ ચાલ્યાં કરતી હતી. સાત દિવસમાં તો તેમને જરા પણ શાંતિ મળી નહીં પુરુષોમાં પણ આ વાત શરૂ થઇ હતી. પણ બહુ ચાલતી નહોતી. શ્યામમનોહરને નાત બહાર મૂકવા સિવાય બીજાં પણ તેમને અનેક કામ હતાં, તેમને કામ ધંધો ચલાવવો પડતો હતો. તેમને નિશ્ચિંત

થઇ બહુ વાર સુધી બેસી રહેવાનો સમય નહોતો મળતો. એથી કોઇ વાત થતાંજ તેમનું દલ તુટી જતું હતું, સર્વ લોક આમ તેમ થઇ જતા, તો પણ વાતતો ચાલુજ હતી. શ્યામમનોહર ગરીબ હોત તો આ વાતનો નીકાલ ક્યારનોય આવત. પણ તે તો ધનવાન હતો, જેથી કોઇને આ વાત કરવાનું સાહસ થતું નહિં. કે પ્રકટ રૂપે આ આ વાત ચર્ચાઇ શકે. કદાચ કોઇ વાત કરે તો માત્ર એક મૂળશંકર જ, પણ કોણ જાણે કે કેમ એ પણ કાંઇ વાત ઉઘાડી રીતે કહી શકતા નહોતા. લાચાર થઇ આ વાતને પડોશની ઘરડી સ્ત્રીઓએ ચર્ચવા માંડી, તેણે નિરપરાધી કિશોરલાલ અને તેની મહાલક્ષ્મીનો ધર્મ અને નાત બચાવવાની પવિત્ર કામનાથી ઘણા જ દુઃખના સાથે આ વાત પસિદ્ધ કરી દીધી કે મનોરમાની મા કાશીની વેશ્યા છે. એ વાતની ખાત્રી થઇ ગઇ છે. એથી વેસ્યાની કન્યાના હાથનું ખાવા પીવાથી તમે સ્ત્રી ને પુરુષ બંને વટલાયાં છો અને ધર્મભ્રષ્ટ થયાંજ છો.

પહેલાં તો મહાલક્ષ્મી આ વાત સાંભળી જોઇ જ રહી, પછી તેણે પૂછ્યું, શું થયું ?

રામનાથની ઘરડી માએ દીર્ઘ નિઃશ્વાસ લઇ કહ્યું: અરે બીજું વળી શું થાય ! જે થવાનું હતું, તે થઇ ગયું, સર્વ નાશ થઇ ગયો. એટલું કહી તે ઘરડી સ્ત્રીએ બધી વાત કહી સંભળાવી. તેના કહેવામાં જે કાંઇ ખામી રહી ગઇ તે આજુબાજુની બેચાર સ્ત્રીઓએ પૂરી કરી. હવે મહાલક્ષ્મી સારી રીતે સમજી ગઇ કે બરોબર રીતે લાગ ફાવ્યો ખરો, પછી તે વાત બરોબર સમજવા માટે અને કેટલીક વાત બીજાને સમજાવવા માટે ત્યાંથી એકદમ ઉઠી, અને પોતાને ઘેર આવી એક ઓરડીમાં પહોંચી તેનું દ્વાર બંધ કરીને બેઠી. જે બીજી સ્ત્રીઓ આવી હતી, તે ન સમજી કે આપણે આ કામ સારું કર્યું

કે ખોટું! એથી તે ચિંતિત થઇ એકે એકે ત્યાંથી ખસી ગઇ. મહાલક્ષ્મી જ્યારે પોતાના ખંડમાં એકલી જઈ બેઠી ત્યારે તેના મનમાં શંકા ઉત્પન્ન થઇ કે, આ વાત કદી પુરેપુરી સાબીત ન થઇ તો તેનો ઉપાય શો કરવો! હા પણ મારું ભાગ્ય આ વખતે બરોબર અનુકુળ છે. આટલા દિવસ પછી પણ જો મારા ઉપર ભગવાનની કૃપા થશે તો પછી મારી ભાણેજી તો હજી સુધી કુંવારીજ છે ને? હજુ સુધી તો તે કોઇ બીજાને હાથ નથી ગઇ. બસ આજ તેને માટે સમય આવ્યો છે. હવે તેને એ વાતનો જરા પણ સંદેહ ન રહ્યો કે: ગમે તેમ હોય પણ અંત સુધી મારે આ વિષયમાં પ્રાણપણે પ્રયત્ન કરવો પડશે. એ સર્વનો વિચાર કરી તે જ્યાં સ્યામમનોહર બેસી લખતો વાંચતો હતો તે જગ્યાએ જઇ તેની પાસે બેઠી.

મહાલક્ષ્મીના ચ્હેરાપર કાંઇક ઉદ્વેગ જોઇ સ્યામમનોહરે કાંઇક ચિંતાતુર થઇ કહ્યું: ગામી કેમ શું છે?

મહાલક્ષ્મીએ કપાળ કુટી રડતું મોં કરી કહ્યું, બેટા, સ્યામમનોહર, અમે તો દુઃખી દરિદ્રો છીએ, શું એ માટે અમને આ શિક્ષા કરવામાં આવી?

સ્યામમનોહરના સમજવામાં કાંઇ ન આવ્યું, બહુ જ કાંઇ વિચાર કર્યા પછી પણ એ ન સમજ્યો કે, મારાથી શું થયું છે.

મહાલક્ષ્મીએ કહ્યું: હવે બાકી શું રહ્યું છે, મુડી અનાજ માટે જાત પણ ગઇ અને ધર્મ પણ ગયો. બેટા, જો અમારે ત્યાં ખાવાનું હોત તો આ પ્રકારે શું તું અમારો સર્વ નાશ કરત ખરો! સ્યામમનોહર કાંઇકવાર શાંત રહી બોલ્યો, શું થયું છે!

મહાલક્ષ્મીએ પાલવથી આંસુ લ્હોતાં કહ્યું: આ બળેલા ભાગ્યમાં

જે લખ્યું હતું તે થયું, બીજું શું થાય? અરે બેટા, તેં આ ડાકણોથી લોભાઇ આ ઉપદ્રવ ઉભો કર્યો.

સ્યામમનોહર—મામી,છે શું? જે હોય તે ચોખે ચોખું કહો ને.

મહાલક્ષ્મી—હવે હું તને શું કહું: તું તારા કાકાને જઇ પૂછ. સ્યામમનોહરે કાંઇક ગરમ થઇ કહ્યું: મારે જો મારા કાકાને જ પૂછવાનું છે તો પછી તું આમ આવી વાતો શું કરવા કરે છે?

મહાલક્ષ્મી—બેટા, અમારો તો સર્વ નાશ થઇ જ ગયો છે. એથી હું આવી વાતો કરૂં છું, બીજું શું કહું છું!

સ્યામમનોહરની પોતાના મામા અને મામી ઉપર પ્રીતિ હતી. પણ આ પ્રકારના વ્યવહારથી તો મનુષ્ય દુઃખી થઇ જાય, એવી રીતે એ પણ બહુ દુઃખી થયો, તેણે વધુ ખીજવાઇ કહ્યું, જો તમારા અહીં રહેવાથી તમારો સર્વનાશ થઇ જતો હોય તો તમે કોઇ બીજાને ઘેર જઇ રહો. મારી આગળ આવી વાતો ન કરો.

મહાલક્ષ્મીએ સ્યામમનોહરની માનું નામ સંભાળી જોરથી રડવા માંડયું અને કહ્યું: અરે, તું તો અમને બોલાવીને અહીં લાવી હતી. અને તારો આ છોકરો તો અમને ઘરમાંથી કાઢી મુકે છે.

સ્યામમનોહરે વ્યાકુળ થઇ મામીનો હાથ ઝાલી કહ્યું. મામી જ્યાં સુધી તું ચોખી વાત ન કરે ત્યાં સુધી હું કેવી રીતે સમજું કે કેવી રીતે તારો નાશ થઇ ગયો, તું તો માત્ર સર્વ નાશ થયો, સર્વ નાશ થયો કહ્યા કરે છે; અને હજી સુધી એક પણ ખરી વાત તારા મોંમાંથી તો નીકળતી નથી.

મહાલક્ષ્મીએ આંસું લ્હોઇ કહ્યું: કેમ બેટા, તું શું કાંઇ પણ જાણતો નથી?

સ્યામમનોહર—ના.

મહાલક્ષ્મી-તારા કાકાની પાસે કાશીથી તારા ગોરે એક કાગળ મોકલ્યો છે.

શ્યામમનોહર—તેમાં શું લખ્યું છે ?

મહાલક્ષ્મીએ ડચકાં ખાતાં કહ્યું, બેટા, કાશીમાં તને એકલો જાણી ડાકણોએ તને ફસાવી વેશ્યાની સાથે તારૂં લગ્ન કરાવ્યું.

શ્યામમનોહરે જરા ટટાર થઇ કહ્યું: શું કહ્યું ? કોનો વિવાહ કરાવ્યો ?

મહાલક્ષ્મીએ માથે હાથ મૂકી કહ્યું: બેટા, તારો

શ્યામમનોહરે મામીની પાસે આવી કહ્યું, વેશ્યાની સાથે કોનું લગ્ન થયું છે મારૂં ?

મહાલક્ષ્મી—હા, તારૂં.

શ્યામમનોહર—એનો શો અર્થ ? શું લગ્ન થતાં પહેલાં એ વેશ્યાવૃત્તિ કરતી હતી ? મામી, શું તને યાદ નથી કે એ જ્યારે દસ વર્ષની હતી ત્યારથી તો તારે ઘેર આવી છે. મહાલક્ષ્મી, બેટા, એ તો હું કાંઇ નથી જાણતી, પણ હા: કાશીમાં તેની મા બહુજ બદનામ છે.

શ્યામમનોહર-તો પછી એમ કહે કે એની મા વેશ્યાવૃત્તિ કરતી. એ જાતે તો વેશ્યા નહોતી ને?

મહાલક્ષ્મીએ મનમાં ને મનમાં કાંઇક ઉદ્વિગ્ન થઇ કહ્યું : બેટા, એ એકજ વાત છે. બે નહિં.

શ્યામમનોહરે કડક થઇ કહ્યું: મામી, તું આ કેવી વાતો કરે છે' શું તું ગાંડી થઇ ગઇ શું ?

મહાલક્ષ્મી આ સાંભળી બોલી: બેટા, એ વાતજ પાગલ ગાંડાં બનાવી દે એવી છે. અમને બંન્ને જણને પ્રાયશ્ચિત કરાવી દે પછી જ્યાં અમને ફાવશે ત્યાં જઇ અમે રહીશું, આથી તો ભીખ માગીને ખાવું સારૂં.

શ્યામમનોહરે ગુસ્સે થઇ કહ્યું: હા, એ ઠીક છે.

મહાલક્ષ્મી–તો પછી અમે જઇએ?

શ્યામમનોહરે મોં ફેરવી કહ્યું: હા જાઓ.

આ વખતે મહાલક્ષ્મીએ બંન્ને હાથે માથું કુટી કહ્યું: હાયરે, મારૂં ભાગ્ય, અંતે મારા ભાગ્યમાં આજ લખ્યું હતું.

શ્યામમનોહરે મોં ફેરવી ગંભીરતાથી કહ્યું, હજુ તું ખરેખરી વાત નહિ કરે ?

મહાલક્ષ્મી–બધું કહું છું તો ખરી.

શ્યામમનોહરે—તેં તો કાંઇ ચોખી વાત કરી નહિં. એ કાગળ ક્યાં છે.?

મહાલક્ષ્મી–તારા કાકાની પાસે.

શ્યામમનોહર–તેમાં શું લખ્યું છે ?

મહાલક્ષ્મી–એતો કહું છુંજ.

શ્યામમનોહર એક ખુરશી પર બેઠો. ગંભીર લજ્જા અને તિરસ્કારને લીધે માથાથી પગસુધી કંપવા લાગ્યો. એનું આખું શરીર સંજ્ઞા શુન્ય થવા લાગ્યું. તેના મોંમાંથી માત્ર એટલું જ નીકળ્યું છટ !

શ્યામમનોહરના મોં સામે જોઇ મહાલક્ષ્મી મનમાંને મનમાં કાંઇક બ્હીની. એવો ભીષણ અને કઠોર ભાવ કોઇ મુડદા પર પણ જણાતો નથી, તે ચુપચાપ ત્યાંથી ઉઠી ગઇ.





## પ્રકરણ ૯ મું.

## મનોરમાની માની વાતો—તેણે શું કરવું ?




મમનોહર-એ પત્ર ક્યાં છે જોઉં ?

મૂળશંકરે એક પેટી ઉઘાડી પત્ર કહાડ્યો અને તેના હાથમાં આપ્યો. શ્યામમનોહરે તે પત્ર વાંચ્યો, મોં ઉપર ખેદ જણાયો, તેણે કહ્યું: આની સાબીતિ શી?

મૂળશંકર-સોમનારાયણ જાતે અહિં આવ્યો છે.

શ્યામમનોહર-એની વાત પર વિશ્વાસ શો ?

મૂળશંકર-એ તો હું શી રીતે કહી શકું, હવે તો જે તારી સમજમાં આવે તે કર.

શ્યામમનોહર-એ શા માટે અહિં આવ્યો છે ? આ વાત કરવાથી તેને શો લાભ થવાનો છે?

મૂળશંકર-એને શું લાભ! એ તો આ પત્રમાં લખ્યું છે કે એ બે હજાર રૂપીઆ માગે છે.

શ્યામમનોહરે મુળશંકર સામે જોઇ સહજ ભાવે કહ્યું: જો આ વાત પ્રકટ ન થઇ હોત તો એ ભય બતાવી રૂપિયા મેળવત. પણ હવે તો એની બધી આશા માટીમાં મળી ગઇ. આપે તો એક રીતે

મારા ઉપર ઉપકાર જ કર્યો છે, કે મારા આટલા રૂપિયા બચાવ્યા.

મુળશંકર શરમાયો તેના મનમાં થયું કે: હું કહું કે મેં આ વાત લોકોને કરી નથી. પણ તરત જ તેને યાદ આવ્યું કે: વાત તો મારી મારફત જ પ્રકટ થઇ છે. જો મેં મારી સ્ત્રીને આ વાત ન કહી હોત તો આ વાતની કોઇને ખબર પણ ન પડત. એ વિચાર કરી તે માથું ખંજોળતો બેસી રહ્યો.

શ્યામમનોહરે કહ્યું: આ ગામ મારૂં છે. પણ હું આપને એ નથી પૂછવા ઇચ્છતો કે એક લમ્પટ ભિક્ષુક કેવા સાહસથી મારૂં અપમાન કરવા માટે મારા ગામમાં, મારા ઘરમાં આવી રહ્યો છે. પણ કાકા એક વાત આપને પૂછવા ઇચ્છું છું. જો હું મરી જાઉં તો શું આપ સુખી થશો?

મુળશંકરે દાંતતળે જીભ દબાવી કહ્યું: અરેરેરે! ભાઇ તારે આવી વાત કદી જીભપર લાવવી નહિં.

શ્યામમનોહરે કહ્યું: ના, હવે પછી કદી એવી વાત જીભપર લાવવાની આવશ્યકતા નહિં પડે. આપ તો મારા પૂજનીય છો, જો આજ મારાથી કોઇ અપરાધ થઇ જાય, તો મને ક્ષમા કરજો. મારી પાસે જે કાંઇ ધન વિગેરે છે તે આપ સર્વ લઇ લ્યો અને મારા ઉપર રાજી રહો. હું જયાં રહું ત્યાં કાંઇક થોડી ઘણી રકમ દરમાસે મોકલ્યા કરજો. હું ઇશ્વરના સોગન ખાઇ કહું છું કે, હું આથી અધિકતો આપની પાસે કાંઇ પણ નહિં માગું. પણ આપ આ પ્રકારે મારો સર્વનાશ ન કરો.

આટલું કહેતાં કહેતાં તો શ્યામમનોહરનું ગળુ રૂંધાઇ ગયું અને તેણે દાંતવડે હોઠ દબાવતાં બહુજ મુશ્કેલીથી રડવું રોકી દીધું;

મુળશંકર ઉઠી ઉભા થયા, અને સ્યામમનોહરનો જમણો હાથ જોરથી પકડી દબાવતાં રડી પડયા. તેમણે કહ્યું, બેટા શ્યામમનોહર મારા સ્વર્ગીય મોટા ભાઈના વંશમાં માત્ર તું એક જ છે. હું તારી પાસે ભીખ માગું છું કે: તું આ વૃદ્ધનો વધુ તિરસ્કાર ન કર.

શ્યામમનોહરે મોં ફેરવી આંખમાંથી આંસુ લુંછતાં કહ્યું; કાકા હું આપનો તિરસ્કાર નહિં કરૂં, પરંતુ આ મહા કુભાવિને લીધે આ દેશ છોડી ચાલ્યા ગયા સિવાય મારે માટે બીજો કોઇ ઉપાય જ નથી. બસ એ વાત જ હું આપને કહી રહ્યો છું.

મુળશંકરે વિસ્મયપૂર્વક કહ્યું; કેમ તમે દેશ કેમ છોડશો ? તમે અજાણુમાં આ પ્રકારે લગ્ન કરી લીધું છે. એથી એ કાંઇ વધુ શરમની વાત નથી. હું તો સમજું છું કે: માત્ર પ્રાયશ્ચિત કરી લેવું જ યોગ્ય થશે.

શ્યામમનોહર ચૂપ રહ્યો. તેણે કોઇ ઉત્તર ન આપ્યો, મુળશંકરે ઉત્સાહથી કહ્યું; એને માટે તો ઉપાય બહુ જ છે. વહુનો ત્યાગ કરી છાનોમાનો એકાદ પ્રાયશ્ચિત કરી લેજે અને ફરી વિવાહ કરી ઘર સંસાર ચલાવ બસ, એથી સર્વનું રક્ષણ થશે સ્યામમનોહર કંપી ઉઠયા.

મુળશંકર જમાનાનો ખાધેલો હતો. તરત સમજી ગયો, તે સ્યામમનોહરની સામે જોઇ રહ્યો.

શ્યામમનોહર—કાકા, મારાથી તેને એવી રીતે તરછોડી મુકાશે નહિ.

મુળશંકર—નહિં, ભાઇ તું એનો ત્યાગ કરી શકશે. આજ તથા કાલે સ્થિર ચિત્તે વિચાર કર. એટલે તને સમજાશે કે એ કાંઇ કઠીન વાત નથી. હવે એ વહુને કઇ રીતે ઘરમાં રાખી શકાય ?

સ્યામમનોહર-જ્યાં સુધી આ વાતનું કોઇ પ્રમાણુ મળે નહિં,

ત્યાં સુધી આપ કઇ રીતે મને કહો છો કે એનો ત્યાગ કર.

મુળશંકરે કાંઇ વિચાર કરી કહ્યું, હું કોઈ એવો ઉપાય કરીશ કે જેથી આ વાતને બહુ સાબીત કરવાની તક જ ન મળે. પણ તારે અંતે તો તેને છોડવીજ પડશે. બસ. હવે તું એનો ત્યાગ કરી દઇશ એટલે બધો ઝઘડો શાંત થઇ જશે.

શ્યામમનોહર—કોણ મટાડશે?

મુળશંકર—હું મટાડીશ.

શ્યામમનોહર—પણુ કાંઇ ખાત્રી કર્યા વગરજ!

મુળશંકર—તારી મરજી હોય તો પછી એની ખબર મેળવને પણુ હું તને નક્કી કહું છું કે આ વાત જુઠી તો નથી.

શ્યામમનોહર ત્યાંથી ઘેર પાછો આવ્યો અને પોતાના ઘરમાં એક ખંડમાં અંદરથી કમાડ બંધ કરોને ખાટલાપર સુઇ ગયો. મુળશંકર કાકા કહે છે કે, મનોરમાનો ત્યાગ કરવો પડશે, જે પ્રકાર મનુષ્ય ખાટલામાં સુઇ શુન્ય દષ્ટિથી ઉપર જોઇ પોતે પોતાની મેળે વાતો કરે છે. એ પ્રકારે તે બકવા લાગ્યો: મનોરમાનો ત્યાગ કરવો જ પડશે. એ વેશ્યાની કન્યા છે. આ વાત તેણે વારંવાર કહી, કાને સાંભળી, પણુ તે વાત તેના મનમાં ન ઠસી. જાણે મનોરમાનો ત્યાગ કર્યો છે. મનોરમા ઘરમાં નથી, તે નજર સામે નથી. આંખોની આ હમાં જણાતી નથી, તે હવે તેની નથી, હજારો પયત્ન કરવા છત તે સમજી ન શક્યો કે ખરી વાત શી છે; અને તેનું સ્વરૂપ શું છે પણુ કાકા તો કહે છે કે એ કાંઇ કઠીન કામ નથી. એ પણુ સ્થિર કરી શકાતું નથી કે મનુષ્યના હૃદયમાં એ વાત સમજવાની શક્તિ પણુ હોય છે કે નહિં કે આ કાર્ય કઠીન છે. અથવા સહજ કરી શકાય તેવું છે કે નહિં કરી શકાય તેવું છે, આમ વિચાર કરતો ત

નિર્જીવની માફક પડી રહયો. થોડી વારે તેને ઉંઘ પણ આવી ગઇ, ઉંઘમાં તેણે અનેક સ્વપ્ન જોયાં. કેટલાંક સ્પષ્ટ હતાં ત્યારે કેટલાંક અસ્પષ્ટ હતાં, આ નિદ્રાની સ્થિતિમાં તેના આખા શરીરમાં એક પ્રકારની વ્યથા વ્યાપી રહી છે. એ વ્યથાનો પણ તેણે અનુભવ કર્યો. જ્યારે સંધ્યાકાળ થવા આવી ત્યારે તેની ઊંઘ ઉડી ગઇ. તે બેઠો થયો, તેની માનસિક અવસ્થા આ વખતે એવી થઇ રહી હતી. કે જેમાં માયા મમતાને માટે કોઇ જગ્યા જ નહોતી. ક્રોધ અથવા તિરસ્કાર કરવાનું તેનામાં સામર્થ્ય જ રહ્યું નહોતું. એક અવ્યક્ત અને અબોધ્ય શરમનો ભારે ભાર તેના માથા ઉપર પડી ગયો હતો. તેનું મન ધીરે ધીરે તેના અધિકારથી નીકળી અવનત થતું જતું હતું અને જાણે આખું શરીર અને મન બન્ને માટીમાં રૂળી જવાનો ઉપક્રમ થઇ રહ્યો હતો.

સંધ્યાકાળ પડી ગઇ હતી. જેથી નોકર દીવો સળગાવી લાવ્યો હતો. તેણે બંધ બારણું ખખડાવ્યું. શ્યામમનોહર ઝટ ઉઠયો અને બારણું ઉઘાડી અંદર ફરવા લાગ્યો. જ્યારે આંખે દીવાનો પ્રકાશ જણાયો ત્યારે તેના મોહનો આવેગ ધીરે ધીરે એની મેળે ઓછો થવા લાગ્યો, હવે તેના મનમાં એની મેળે એ પ્રશ્ન ઉઠયો કે શું આ વાત સત્ય છે! શું એ વાત મનોરમા જાણતી હશે! શ્યામમનોહરને વિશ્વાસ ન આવ્યો કે મનોરમાએ આ સર્વ વાતો જાણી બુઝીને મારો આ પ્રકારે સર્વ નાશ કર્યો છે. તે જલ્દી પોતાના ખંડમાંથી નીકળી મનોરમાના સુવાના ખંડમાં ગયો.

સંધ્યાકાળ થવાથી મનોરમા દીવો સળગાવી બેઠી હતી. પતિને આવતો જોઇ તે ઉઠી ઉભી થઇ. તેના મુખપર ભય કે ઉદ્વેગનું ચિન્હ માત્ર નહોતું, તેના શરીરમાં રક્તનું એક ટીપું પણ ન હોય એમ જ

લાગતું હતું. સ્યામમનોહરે તેને પૂછ્યું: તેં કાંઇ સાંભળ્યું ?

મનોરમાએ મસ્તક નમાવી કહ્યું: હા.

શ્યામમનોહરે પૂછ્યું: શું એ બધી વાતો સાચી છે?

મનોરમા–હા, સાચી છે.

શ્યામનોહરે પલંગપર બેસી કહ્યું: તો પછી આટલા દિવસ સુધી તેં મને એ વાત કેમ ન કરી ?

મનોરમા–માએ ના કહી હતી. અને આપે પણ કદી મને એ પૂછ્યું નહોતું.

શ્યામમનોહર–મેં તારી માના ઉપર ઉપકાર કર્યો હતો, એનો તમે બન્નેએ મને આવો બદલો આપ્યો ?

મનોરમા છાની માની માથું નમાવી ઉભી રહી.

સ્યામમનોહરે કહ્યું: હવે હું સમજ્યો કે કેમ તું આટલી ભયભીત રહ્યા કરે છે. હવે મારા સમજવામાં આવ્યું કે તારી સાથે આટલો બધો પ્રેમ રાખવા છતાં પણ કેમ મને સુખ નથી મળતું. આજ સુધીની સર્વવાતો હવે ઉઘાડી પડી ગઇછે. હું સમજ્યો કે: આ માટે જ તારી માયે અહીં આવવાની ના પાડી હશે.

મનોરમાએ માથું નમાવી કહ્યું: હા. ક્ષણભરમાંજ સ્યામમનોહરને બધી જુની વાતો યાદ આવી ગઇ. કાશીમાં રહેવું, શુદ્ધ મુર્ત્તિ મનોરમાની વિધવા મા, તેનાં ને કૃતજ્ઞ સજળ બંને નેત્રો, સ્નેહપૂર્ણ અને શાંત વાતો, સર્વ તેને યાદ આવી ગયું. તેણે સહસા આર્દ્ર થઇ કહ્યું: મનોરમા, તું મને પુરેપુરી બધી વાત કહી શકે છે ?

મનોરમા–હા, કહીશ. મારા મામાનું ઘર ભરૂચની પાસેના એક ગામમાં છે. સોમનારાયણનું મકાન મારા મામાના ઘર પાસે જ હતું. નાનપણથીજ મારી માતા એને ચાહતી હતી. એકવાર બન્નેના વિવાહની

વાતચિત પણ થઈ હતી, પણ તેનો વંશ નીચો હતો, એથી લગ્ન ન થયું. મારા બાપનું ઘર......શહેરમાં હતું. જ્યારે હું ત્રણ વરસની હતી, ત્યારે મારા બાપ ગુજરી ગયા અને મારી મા મને લઇ ફરી મારા મોશાળ ચાલી આવી. એ પછી જ્યારે હું પાંચ વરસની હતી ત્યારે મારી મા મને લઇ......સ્યામમનોહરે કહ્યું: હાં, પછી શું બન્યું ?

મનોરમા—કેટલાક દિવસો સુધી તો અમે મથુરામાં જ રહ્યાં. વૃંન્દ્રાવનમાં રહ્યાં અને પછી કાશી આવ્યાં. આ સમયે સોમનારાયણે દારૂ પીવો શરૂ કર્યો. મારી માની પાસે કાંઇક ઘરેણાં હતાં, તે ઘરેણાં માટે એ બંન્નેને રોજ લડાઇ શરૂ થતી, એક દિવસ રાત્રે એ બધાં ઘરેણાંની ચોરી કરી નાસી ગયો. આ વખતે મારી માની પાસે એક પૈસો પણ બચ્યો નહોતો. અમે સાત આઠ દિવસ તો ભિખ માગીને ગમે તે પ્રકારે અમારો નિર્વાહ ચલાવ્યો, એ પછી જે બન્યું તે આપ જાણો છો.

સ્યામમનોહરનુ આખું શરીર ગરમ થઇ ગયું, તે મનોરમાના નીચે નમેલા મુખ સામે કુર દૃષ્ટિથી જોતો બોલ્યો:-

અરરર, મનોરમા, તેં આ શી વાત કરી ! તેં જાણી જોઇને આ પ્રકારે મારો સર્વનાશ કર્યોછે. હું તો કદી સ્વપ્નમાં પણ એ વાત નહોતો જાણતો કે તું આવી પાપિષ્ટા હશે.

મનોરમાની આંખમાંથી દડદડ આંસુ વહી રહ્યાં. તે માથું નમાવી છાની માની ઉભી રહી.

પણ સ્યામમનોહર જોઇ શકયો નહિં કે મનોરમા રડી રહી છે. તેણે વધુ ગુસ્સે થઈ પૂછયું: ઠીક, હવે તેનો ઉપાય ?

મનોરમાએ આંસું લુંછતાં ધામેથી કહ્યું: જે તમે બતાવો તે.

સ્યામમનોહરે કહ્યું: ઠીક તો પછી તુ મારી પાસે આવ. મનોરમા

પાસે આવી. શ્યામમનોહરે દૃઢતાપૂર્વક તેનો હાથ ઝાલી કહ્યું: લોકો એમ કહે છે કે મારે તારો ત્યાગ કરવો, પણ મારાથી એવું સાહસ થતું નથી. હવે મને તારો વિશ્વાસ નથી, મારો તારા ઉપરનો વિશ્વાસ નષ્ટ થઇ ગયો છે.

એ સાંભળતાં મનોરમાનું મોં ઉતરી ગયું. તેનું મુખ ફીકું પડી ગયું, આંખોમાં આંસું ભરાઇ આવ્યાં મલિન આંખો ક્ષણભરને માટે ચમકી ઉઠી. તેણે પૂછયું; તમને મારો વિશ્વાસ નથી ?

શ્યામમનોહર—ના, બીલકુલ નહિં. તું બધુંય કરી શકે છે. મનોરમાએ પોતાના પતિના મુખની પાસે પોતાનું મોં લાવીને અવિચલિત સ્વરે કહ્યું, એતો તું પણ જાણે છે કે તું માત્ર કોણ છે. એક દિવસ તમે મને કહ્યું હતું કે મારા મોં સામે જો, આજ તમે એક વાર મારા મો સામે જુઓ, ઠીક, હું ઉપાય બતાવું છું.

શ્યામમનોહર-હા, સાંભળીશ, બતાવ, શું ઉપાય છે ?

મનોરમાએ કહ્યું; જો હું ઝેર ખાઉં તો એનો બરોબર ઉપાય થશે.

શ્યામમનોહરે મનોરમાનો હાથ પોતાના હાથમાં પકડયો હતો તે વધુ જોરથી દબાવ્યો, જાણે તે કંઇ નાસી ન જાય. તેણે કહ્યું; હા. એ ઉપાય થઇ શકે છે. બતાવ, તું વિષ ખાઇ શકશે ?

મનોરમા—હા, ખાઇ શકીશ.

શ્યામમનોહર—બહુ સાવધાનીથી ? એકદમ છાની માની ?

મનોરમા—હા, એમજ.

શ્યામમનોહર—આજેજ

મનોરમા-હા; આજજ

જ્યારે મનોરમાએ જોયું કે પતિ ઉઠીને ચાલવા જાય છે; તેણે તેના બંને પગ પકડીને કહ્યું, તમે મને એક આશિર્વાદ પણ ન આપ્યો.

સ્યામમનોહરે ઉંચે જોઇ કહ્યું હમણાં નહિં, જ્યારે તું મરી જઇશ. જ્યારે મૃત શરીર બળીને રાખ થઇ જશે ત્યારે આશિર્વાદ આપીશ મનોરમાએ પગ મુકી દીધા અને કહ્યું, ઠીક એમજ.

હવે પાછો સ્યામમનોહર ઉઠી ચાલતો થયો. મનોરમા ઉઠી દરવાજાની પાસે ગઇ. અને કમાડને પીઠ અડકાડી રસ્તો રોકી કહેવા લાગી, હું કદાચ ઝેર ખાઉં તો આપના ઉપર તો આપત્તિ નહિં આવે ને ?

સ્યામમનોહર—બિલ્કુલ નહિં.

મનોરમા—કોઇ કોઇ પ્રકારે વ્હેમ તો નહિં લાવે ને ?

સ્યામમનોહર—સંદેહ તો લોક લાવશે; પણ હું રૂપિયા આપી લોકોનું મોં બંધ કરીશ.

મનોરમા—તો હું મારી પથારી નીચે એક કાગળ લખીને રાખી જઇશ; તમે એ કાગળ બધાને બતાવજો.

સ્યામમનોહરની પાસે આવી મનોરમાએ માથા પર હાથ રાખી કહ્યું ઠીક, એમ કરજે. કાગળ બરોબર લખજે અને તેની નીચે તારૂં નામ સ્પષ્ટ અક્ષરોમાં લખજે. જેથી કોઇ એમ ન જાણે કે મેં તારૂં ખૂન કર્યું છે. હા; એક વાત છે. તું કમાડ અંદરથી બરોબર બંધ કરજે જેથી જરાપણ શબ્દ બહાર ન આવે; જે શબ્દ હું પણ સાંભળું નહિં.

મનોરમા દરવાજો છોડી ખસી ગઇ અને જમીનપર માથું મુકી ફરી એકવાર પતિને પ્રણામ કર્યા.તેના પગની ધુળ પોતાને માથે લગાવી ઉભી થઇ કહ્યું, ઠીક હવે જાઓ.

એટલું કહેતાંજ તેના મનમાં ન જાણે કે શું સંદેહ ઉત્પન્ન થયો; તેણે તેનો હાથ પકડી કહ્યું, ના; જરા ઉભા રહો.

મનોરમા ખસી જઇ દીવો લઇ આવી; દીવો પોતાના પતિના મુખની પાશે લઇ જઇ તેણે તેનો ચ્હેરો જોયો અને તે ચમકી ઉઠી. એ સમયે મનોરમાની બન્ને આંખોમાંથી એક પ્રકારની અમાનુષિક જ્યોતિ નીકળી પડી. તેની આંખો ગાંડાની આંખો જેવી થઇ રહી હતી.

શ્યામમનોહરે પૂછયું: મનોરમા, તું મારી આંખો તરફ શું જોઇ રહી છું? મનોરમાએ થોડીવાર ચુપ રહી પછી કહ્યું: કાંઇ નહિં, સારૂં જાઓ.

શ્યામમનોહર ત્યાંથી બહાર નીકળી આવ્યો. તે જતી વખતે બડબડતો હતો કે: "એજ બરોબર છે, એજ બરોબર છે, આજેજ."

---



## પ્રકરણ ૧૦ મું

### મનોરમાનો ત્યાગ



એ રાત્રે જ્યારે ફરી મનોરમા પોતાના ખંડમાં પાછી આવી, ત્યારે તે રડતી મનમાંને મનમાં કહેવા લાગી કેઃ હું તો કોઇ રીતે ઝેરતો ખાઇ શકીશ નહિં, જો હું એકલી હોતતો મરી જાત, પણ હું એકલી નથી, હું મા થઇ બાળકની હત્યા શી રીતે કરૂં ?

આમ વિચાર કરી મનોરમા તે રાત્રે તો મરી ગઇ નહિં. પણ તે સમજી કે હવે મારા સુખના દિવસોનો બિલ્કુલ અંત આવી ગયો છે; એમાં સંદેહ નથી.

અર્ધી રાત્રે શ્યામમનોહર પોતાની સ્ત્રીના ખંડમાં આવ્યો, તેની સર્વ વાતો સાંભળી, તેને પાગલની માફક પોતાના ખોળામાં બેસાડી અને કહેવા લાગ્યો કેઃ ના ના, તું એવું કર નહિં. આથી વધુ તેને તે આશ્વાસન દઇ શકયો નહિં. તેને પોતાના વિશાળ ભુવનમાં એ હતભાગીનીને રહેવાનો એક ખૂણો પણ શોધતાં મળ્યો નહિં. કે જ્યાં તે શરમાઇ મોં છુપાવી બેસી રહે. આખા ગામમાં કોઇને નામ માત્રની પણ મમતા હોય, જેના આશ્રયમાં રહી તે પોતાનાં શરમ

આંસુઓનું એક ટીપું પણ પાડી કે, તેણે બહુ જ રડી રડીને સાત દિવસની ભિક્ષા માગી લીધી હતી. હવે સાત દિવસ પછી તે પોતાના પતિનો આશ્રય છોડી પહેલાંની માફક નિરાશ્રિત અને માર્ગની ભિખારણ થઇ જવા બાદરાયામાં તો ઘરમાંથી કુતરાં બિલાડાંને પણ કોઇ બહાર કાઢતું નથી, એથી ગૃહસ્થનું અમંગલ થાય છે, એથી મનોરમાની વાત માર્ન હતી.

એક દિવસ પતિના હાથ પકડી મનોરમાએ કહ્યું: મારા ભાગ્યમાં હશે તે ભોગવી લઇશ એ માટે તમે કોઇ પ્રકારની ચિન્તા ન કરશો. મારા જેવી અભાગિનીને તમારા ઘરમાં લાવીને તમે ઘણાં કષ્ટ સહન કર્યાં છે, પણ હવે તમે વધુ કષ્ટ સહન કરશો નહિં. મને વિદાય કરીને તમે પાછા તમારૂં ગૃહસ્થપણું નષ્ટ ન કરી નાંખશો.

શ્યામમનોહરે કાંઇ ઉત્તર ન આપ્યો, તેને સારો કે ખોટો કોઇ જવાબ જડતો જ નહોતો. હા, એ મનમાં એટલું તો સમજતો હતો કે આજ કાલ મનોરમા બહુ વધુ બોલવા લાગી છે. આટલા દિવસ સુધી તેના મનમાં જે ભય હતો તે હવે રહ્યો નથી. આજથી બે દિવસ પહેલાં તે બિલ્કુલ મોં ઢાંકી સંસારમાં રહેતી હતી. સાધારણ હવા વાતી તોપણ તે ડરી જતી,-પણ હવે તેના ઉપરનો ગુપ્ત વેશ ખસી ગયો છે. પાછળથી તેની સાચી વાતો ઉઘાડી થઇ છે એથી તે હવે નિર્ભય થઇ વાતો કર્યા કરે છે. આ જીવનમાં તેની પાસે જે કાંઇ હતું. તે સર્વ તેના સ્વામી, તેના સર્વસ્વને સમાજની અદાલતમાં હુકમનામું કરાવી લીલામ કરી લીધું હતું. તેનું સર્વસ્વ જતું રહ્યું હતું, અને તે એક પ્રકારની સંન્યાસિની થઈ ગઇ હતી. એથી તે હવે પોતાના સ્વામીની સાથે સ્વચ્છંદ રૂપે વાતો કર્યા કરતી હતી. મિત્ર સમાન, શિક્ષક સમાન, ઉપદેશ આપી નિર્ભય ભાવથી પોતાની

સંમ્મતિ પ્રકટ કરતી હતી. અને એ દિવસે રાતના બંનેએ એક બીજાને ક્ષમા આપી હતી. શ્યામમનોહરે તેને ઝેર ખાવા માટે તૈયાર કરી આપી હતી, તેની એ આત્મગ્લાનિથી મનોરમાના સર્વ દોષ ઢાંકી દીધા હતા.

બીજે દિવસે પ્રાતઃકાલે મહાલક્ષ્મી એક કાગળપર ટીકીટ ચોડી પોતાના પતિને કોણ જાણે કાંઇક ઉટાંગ વાતો લખાવવા લાગી. કિશોરલાલે પૂછયું, આ વાતો લખવાથી શું થશે ?

મહાલક્ષ્મી ઘુરકીને બોલી, જો તમારામાં કાંઇપણ બુદ્ધિ હોતતો તમે એ વાત પૂછત જ નહિં. પહેલાં પણ તમે એકવાર મારી વાતો માની નહોતી. એ માટે આટલું બધું. હવે ફરી કદી કોઇ વાતમાં તમારે માથું ન મારવું.

મહાલક્ષ્મીએ જે જે કહ્યું તે સર્વ કિશોરલાલે એક બાળકની માફક લખી લીધું. જ્યારે લખવાનું પુરૂં થયું ત્યારે મહાલક્ષ્મીએ તેના હાથમાંથી કાગળ લઇ આદિથી અંત સુધી સર્વ કાંઇ પોતે વાંચી ગઇ અને પછી માથું હલાવી કહ્યું, હા, બધું બરાબર છે.

કિશોર છાનો માનો બેસી રહ્યો. ત્રીજે પહોરે એ કાગળ લઇ મહાલક્ષ્મી મનોરમાની પાસે જઇ બોલી, વહુ આ કાગળપર તું તારૂં નામ લખ.

કાગળ હાથમાં લઇ મનોરમાએ મહાલક્ષ્મીને પૂછયું; મામી એમ કેમ ?

મહાલક્ષ્મીએ કહ્યું; હું જે કાંઇ કહું છું તે કર.

મનોરમા—શું હું એ પણ નથી સાંભળી શકતી કે હું આના પર કેમ મારૂં નામ લખું ?

મહાલક્ષ્મીએ મોં ચઢાવી કહ્યું; બેટા, આ સર્વ તારાજ ભલા માટે છે. જ્યારે તું અહીં નહિં રહું ત્યારે અમે એ વાતની કાંઇ

તપાસ કરવા નહિં જઇએ કે તું ક્યાં છે અને કેવી છે. એવી તું ચાહે ત્યાં જાય, અને જે રીતે રહે, તને ખાવા માટે મહિને મહિને પાંચ પાંચ રૂપિયા મળ્યા કરશે, એ કાંઇ ખોટી વાત છે. ?

મનોરમા પોતાનું ભલું બુંડું સમજતી હતી. તેણી પણ સમજી ગઈ કે આ હિતૈષિણીના હૃદયમાં મારૂં હિત ક્યાં સુધી છુપાયલું છે. પરંતુ જેનો મહેલ ધસી પડી નદીમાં વહેવા લાગ્યો હોય ત્યા થોડો ઘણો કાઠમાળ, ઇંટ, પથરા બચાવવા માટે નદી સાથે ઝઘડો કરવા ઇચ્છતા નથી. તોપણ તેણે એકવાર મહાલક્ષ્મીના મુખ સામે જોયું. પરંતું એ તો એ દ્રષ્ટિ હતી, જે દૃષ્ટિની સાથે મહાલક્ષ્મી પોતાના અંતઃકરણથી તિરસ્કાર કર્યા કરતી હતી, આજ પણ તે તેની દૃષ્ટિને સહન ન કરી શકી તેણે આંખો નીચી ઢાળી કહ્યું; વહુ.

મનોરમા—હાં મામી, લખું છું.

મનોરમાએ કલમ લઈ એ કાગળ પર સારી રીતે પોતાની સહી કરી.

આજે આશ્વિન માસની બીજ છે. આજે મનોરમાને જવાનો દિવસ હતો. સવારમાં વર્ષાદ વધુ વરસતો હતો. મહાલક્ષ્મીને એ વાતની ચિંતા થવા લાગી કે,કંઇ એવું ન થાય કે આજ પણ એનાથી જઇ શકાય નહિં.

આખો દિવસ મનોરમા ઘરની સર્વ વસ્તુઓ લાવી લાવી ઠેકાણે મુકતી હતી. તેણે મૂલ્યવાન વસ્ત્રો આદિ કબાટોમાં મૂકી દીધાં, સર્વ ઘરેણાં લોખંડની તીજોરીમાં બંધ કરીને તેને તાળુ વાસી દીધું. અને પછી તેણે પોતાના પતિને બોલાવવા માણસ મોકલ્યું. પોતે જમીન ઉપર સુઇ રડવા લાગી, ઘરનો ત્યાગ કરવાનો સમય જેટલો

નજીક આવતો હતો તેટલો તેને ક્લેશ અસહ્ય થતો હતો; તે સમજતી હતી કે જે પ્રકારે મેં આ સાત દિવસ વિતાવ્યા છે એ પ્રકારે આજનો દિવસ નહિં વિતે. તેને શંકા થઇ કે આજ આખરના દિવસે તેનું ધૈર્ય ન ખોઇ શકાય. જતી વખતે તેને તિરસ્કાર પામેલી ભિખારણની માફક પાછળ જોવું ન પડે, એવું ન બને. જે આત્મસમ્માનનું તેણે આજ સુધી પોતાના પ્રાણથી પણ વધુ ગણી રક્ષણ કર્યું હતું તેનો ત્યાગ કરવાની તેની કોઇ રીતે પ્રવૃત્તિ થતી નહોતી.

જ્યારે શ્યામમનોહર આવ્યો ત્યારે મનોરમા આંસું લ્હોઇ ઉઠી, અને બેઠી. તેણે કહ્યું, આવો. આજે મારે જવાનો દિવસ છે.

આ વખતે મનોરમાની આંખમાં પાણી ભરાઇ આવ્યું, શ્યામમનોહરે બીજી તરફ જોયું. મનોરમાએ તેની પાસે જઇ કહ્યું; વચન આપો કે જ્યાં સુધી તમે બીજી વાર લગ્ન ન કરી લ્યો ત્યાં સુધી આ તાળાંકુંચીઓ બીજાને નહિં આપો.

શ્યામમનોહરે રૂંધાયલા કંઠે કહ્યું: કંઇક રાખી મૂક.

મનોરમાએ શ્યામમનોહરના હાથથી ખેંચી તેનું મ્હોં પોતાની તરફ કરી લઇ હસતાં હસતાં કહ્યું, શું તમે રડવા જેવા થયા છો!

શ્યામમનોહરે મનમાં વિચાર કર્યો કે એણે ઘણી કઠણ વાત કરી છે. મનોરમાએ તરતજ તેની આંખોમાંથી આંસુ લુંસતાં આદર પૂર્વક કહ્યું: યાદ કરો કે મેં આજ સુધી કદી પણ તમારી સાથે કોઇ જાતની મશ્કરી કરી નથી, એથી આજે મેં જતી વખતે જરા મજાક કરી તો તેથી તમે નારાજ ન થશો.

કાંઇક થોભી મનોરમાએ કહ્યું: જે કાંઇ હતું તે સર્વ મેં કબાટમાં ભરીને બંધ કરી લીધું છે. જો જો, ધ્યાન રાખજો કે મારી એક

પણ વસ્તુ બગડે નહિં. શ્યામમનોહરે જોયું કે, મનોરમાના હાથે કાચની ચાર પાંચ બંગડીઓ સિવાય આખા શરીરપર કાંઇ પણ આભૂષણ નહોતું. મનોરમાની એવી અવસ્થા જોઇ તેની આંખોમાં શુળ ઘોંચાવા જેવી પીડા થઇ પણ તે શું કરી શકે. આજે એક બે દાગીના પહેરી જવાનું કહી દેવીની એ પ્રતિમાનું કેવી રીતે અપમાન કરે ? મનોરમાએ મોં આગળ પાલવ રાખી તેને પ્રણામ કર્યા. તેના ચરણોની ધુળ લઇ માથે લગાવી અને કહ્યું: મારા જવાથી વ્યર્થ દુઃખી ન થશો. હું એ વાતો સારી રીતે જાણું છું કે, એ વાત તમારા હાથની નથી.

શ્યામમનોહર અત્યાર સુધી કોઇ પણ પ્રકારે સર્વ વાતો સહન કરી રહ્યો હતો; પણ હવે તેનાથી સહન ન થયું, તે જલ્દીથી ત્યાંથી ચાલ્યો ગયો.

સંધ્યાકાળ પહેલાં જ ગાડીમાં જવાનો સમય થયો. સ્ટેશને જવું હતું. વરસાદ પડતો હતો, ઘરનો જુનો ગુમારતો અંગુછામાં એક બે કપડાં બાંધી કોચવાનના પાસે જઇ બેઠો એ સમયે એને સીતાજીની વાત યાદ આવી. તેથી તેની આંખોમાંથી આંસુની ધારા વ્હેવા લાગી; તેણે આંસુ લુંછતાં મનમાં ને મનમાં કહ્યુ: હે ભગવાન, હું નોકર છું, એથી મને આજે આ શિક્ષા થઇ રહી છે.

જતી વખતે મનોરમાએ મહાલક્ષ્મીના મનનો ભાવ સમજી તેને બોલાવી અને પ્રણામ કર્યા. તેના પગે પડી કહ્યું, મામીજી, મારી પેટી જોઇ લ્યો.

મહાલક્ષ્મી કાંઇક ચોભીલી બની ગઇ, તે બોલી, ના ના, રહેવા દે. એટલામાં પેટી ઉઘાડી અને મહાલક્ષ્મીની નજર તેમાં પડી, તેણે તિરછી આંખે જોયું કે પેટીમાં બે એક જોડી કપડાં, બે ત્રણ પુસ્તકો,

કાગળમાં લપેટેલી બે છબીયો અને બે એક બીજી વસ્તુઓ એટલું હતું. મનોરમાએ કહ્યું; બસ, આજ છે.

મહાલક્ષ્મી ધીમેથી ત્યાંથી ખસી ગઇ.

સંધ્યાકાળ થતા પહેલાંજ મનોરમા ગાડીપર જઇ બેઠી; કોચવાને ગાડી હાંકી ગાડી કંમ્પાઉન્ડ બહાર નીકળી જલ્દીથી ચાલી. મુળશંકરે બારી ઉઘાડી બધું જોયું, આજ સહસા તેના મનમાં એમ થયું કે આ કામ સારૂં ન થયું.

---



## પ્રકરણ ૧૧ મું.

### સોમનારાયણે રૂપીયાની કરેલી માગણી



મૂળશંકરને આખી રાત ઉંઘ ન આવી રાત ભર તેના કાનમાં ગાડી ચાલવાનો અવાજ ગુંજતો હતો. તડકામાં જ તે પલંગ ઉપરથી ઉઠી બહાર આવી, આવતાં જ તેણે જોયું કે: દરવાજા પર એક અપરિચિત મનુષ્ય બહુજ હીન વેશમાં સુતેલો છે, જ્યારે તે કંઇક પાસે પહોંચ્યો ત્યારે તે ઉઠીને ઉભો થઇ ગયો અને બોલ્યો, હું એક મુસાફર છું.

જ્યારે મુળશંકર ત્યાંથી ચાલવા લાગ્યો, ત્યારે તેણે પાછળથી તેને બોલાવી પૂછયું; કેમ સાહેબ, મુળશંકરજીનું મકાન આ કે?

તેમણે માથું હલાવી કહ્યું: હા.

તેણે ફરી પૂછયું: આપ જાણો છો કે: તે કયારે મળી શકશે?

મુળશંકર—મારૂંજ નામ મુળશંકર છે.

તે માણસે નમસ્કાર કરીને કહ્યું: હું આપની જ પાસે આવ્યો છું.

મુળશંકરે તેને માથાથી પગ સુધી બરોબર જોઇ કહ્યું: તમે કાશીથી આવો છો?

તે માણસે કહ્યું: હા જી.

મુળશંકર—તમને હરિશંકરે મોકલ્યા છે? તમે રૂપિયા લેવા આવ્યા છો?

તેણે કહ્યું: હા જી.

મુળશંકરે હસીને કહ્યું: તો પછી મારી પાસે કેમ આવ્યા છો? તમે સમજ્યા હશો કે હું તમને રૂપિયા આપી દઈશ કેમ?

તે માણસે માથું હલાવી કહ્યું: જી નહિં, હરિશંકરે મને કહ્યું છે કે, આપ એવી વ્યવસ્થા કરી શકશો કે જેથી મને રૂપિયા મળી જાય.

મુળશંકરે મોં સંકોચી કહ્યું: ઠીક, હું વ્યવસ્થા કરું છું. તમે અંદર આવો. બંને જણ એક એકાંત ખંડમાં અંદર જઈ કમાડબંધ કરીને બેઠા; મુળશંકરે પૂછયું-તો શું તમે ચોક્કસ કહો છો કે: એ બધી વાતો સાચી છે? તેણે કહ્યું; જી હા, બધી વાતો સાચી છે.

એટલું કહી તેણે કેટલાક કાગળો કહાડયા. મુળશંકરે એ બધા પત્રો વાંચ્યા. પછી કહ્યું; તેમાં વહુનો દોષ ખરો?

તેણે કહ્યું, જી નહિ, તેમાં વહુનો દોષ તો કાંઈ નથી, પણ હા, તેની માના દોષથી તેની પુત્રી પણ દોષિત થઈ ગઈ છે.

મુળશંકર—પણ જે જાતે દોષવાળી નથી, તેને શા માટે નકામી વિપત્તિમાં ફસાવે છે?

તેણે કહ્યું; શું કરૂં, મારી પાસે બીજો ઉપાય નથી. રૂપિયા માટે તો મારે આ બધું કરવું પડે છે.

મુળશંકરે કાંઈક વિચાર કરી કહ્યું. જુઓ ભાઈ, કદાચ જો એ બદનામ વાત ફેલાઈ જશે તો મારે માટે પણ ઘણી શરમ ભરેલી વાત થઈ પડશે. શ્યામમનોહર તો મારો ભત્રિજો છે.

સોમનારાયણે માથું હલાવી દૃઢતાપૂર્વક કહ્યું, હું શું કરૂં, મારી પાસે બીજો કોઈ ઉપાય નથી.

મુળશંકર—એ વાત તો તમારા મોં ઉપરથી જ જણાય છે. ઠીક કદાચ માનો કે, હું તમને મારી પાસેથી એ રૂપિયા આપી દઉં તો પછી શું ?

સોમનારાયણ—બહુ સારી વાત છે. મારે ફરી શ્યામમનોહર પાસે જવાની તસ્દી લેવી નહિં પડે.

મુળશંકર—પણ તમે રૂપિયા મળતાં ગામ છોડીને ચાલ્યા જશો અને કોઇના આગળ આ વાત પ્રકટ નહિં કરો એ તો નક્કી જ ને ?

સોમનારાયણ-હા, એ તો બરોબર છે.

મુળશંકર—તમારે કેટલા રૂપિયા જોઇએ ?

સોમનારાયણ-ઓછામાં ઓછા બે હજાર.

મુળશંકર બહાર જઇ પોતાના નાયબ કારભારી લક્ષ્મીશંકરને બોલાવીને તેને બે ત્રણેક ખાનગી વાતો કહી;પછી તેણે અંદર આવી ત્રીજોરી ઉઘાડી અને તેમાંથી હજાર હજારની બે નોટો કાઢી સોમનારાયણના હાથમાં આપી કહ્યું. અહીંથી દસ ગાઉ પર સરકારી ત્રિજોરી છે. ત્યાં જઇ આ નોટો વટાવી લેજે. અને ફરી કદી અહીં આવીશ નહિં, હું તારાથી સંતુષ્ટ નથી, એથી જો ફરી તું અહીં આવવાનો વિચાર કરીશ તો પાછો જીવતો નહિં જાય, યાદ રાખજે કે હું પહેલાંથી જ કહી રાખું છું.

સોમનારાયણ ચાલ્યો ગયો. બહુજ ઉતાવળો ચાલી ત્રીજે પહોરે શહેરમાં ગયો એ સમયે કચેરી બંધ હતી. એથી કામ ન થઇ શક્યું.

બીજે દિવસે બરાબર સમયે સોમનારાયણે કોષાધ્યક્ષ પાસે જઇ તેની આગળ બે નોટો મુકી કહ્યું; મને આના રૂપિયા આપો.

ખજાનચીએ બંને નોટો આમ તેમ ફેરવી જોઇ અને તેને કહ્યું: બેસો એ પછી બહાર નીકળી પોલીસના એક જમાદારને સાથે લઇ પાછા આવ્યા. અને સોમનારાયણને બતાવી કહ્યું આ નોટ ચોરીની છે. જમીનદાર મુળશંકર બાબુનો માણસ આવી કહે છે કે એક માણસ કાલે સવારે ભીખ માગવાના બહાનાથી તેના ઘરમાં પેઠો અને અંદર જઈ એ બંન્ને નોટો ચોરી લાગ્યો હતો. નોટનો નંબર મળે છે.

સોમનારાયણે કહ્યું: મને તો મુળશંકર જાતે આ નોટ આપી છે.

ખજાનચીએ કહ્યું: ઠીક એ વાત કોર્ટમાં જઇ કહેજે.

કેસ કમીટ થયો, સોમનારાયણને કોર્ટમાં લઇ ગયા. ત્યારે તેણે મેજીસ્ટ્રેટને કહ્યું કે જેની આ નોટો છે, તેને પૂછવાથી સર્વ વાતો તમને જણાશે.

જે દિવસે કેસ ચાલ્યો તે દિવસે મુળશંકર ત્યાં હાજર થઇ કહ્યું કે મેં આ માણસને મારા જન્મારામાં આજસુધી કદી જોયો નથી. આ બંને નોટો મારી પેટીમાં હતી. મેં કોઇને આપી નહોતી.

સોમનારાયણ પોતાના બચાવમાં ઘણી વાતો કરતો હતો; તેમાંથી કાંઇક વાતો તો મેજીસ્ટ્રેટે લખી લીધી અને કેટલીક વાતો તો મુળશંકરના વકીલોએ વાંધા લઇ ઉડાવી દીધી, સોમનારાયણની વાતો પર કોઇને વિશ્વાસ ન બેઠો, મેજીસ્ટ્રેટે તેને બે વર્ષ સખત મજુરીની કેદની શિક્ષા કરી.

---



## પ્રકરણ ૧૨ મું.

### મનોરમાની દયાજનક સ્થિતિ-વિનોદકાકાએ આશ્રય આપ્યો




રિશંકરના ઘરમાં હવે જુની દાસી પણ રાખવામાં આવી નહોતી. મનોરમાએ જે વખતે તેના ઘરમાં પ્રવેશ કર્યો, તે વખતે ત્યાં કોઇ નહોતું. બધું મકાન ખાલી હતું. ગુમાસ્તાએ રડી પડી કહ્યું: બ્હેન હવે હું જાઉં છું.

મનોરમા તેને પ્રણામ કરી માથું નીચું ઘાલી ઉભી રહી. ગુમાસ્તો રડતી આંખે ત્યાંથી ચાલ્યો ગયો. હરીશંકરના આવતા સુધી પણ તે ત્યાં ઉભો ન રહ્યો. ત્યાં ઉભા રહેવાની તેની ઇચ્છા નહોતી.

સંધ્યાકાળે હરીશંકર ઘેર આવ્યો. મનોરમાને પરશાળમાં બેઠેલી જોઇ તેણે પૂછ્યું કોણ?

મનોરમા ઉઠી ઉભી થઇ અને પ્રણામ કરીને કહ્યું: હું છું.

હરીશંકર-કોણ? મનોરમા !

હરીશંકરે બહુ જ આશ્ચર્યથી ધ્યાનપૂર્વક જોયું કે: મનોરમાના શરીર પર એક પણ દાગીનો નથી, જે સાલ્લો તેણે પહેર્યો હતો તે પણ સાધારણ હતો. તેની સાથે કોઇ નોકર પણ હોતો. મનમાં

તેની પાસે એક સાધારણ પેટીજ પડી હતી, તે બધી વાત જાણી લઇ કહ્યું: હું ધારતો હતો તેમજ થયું લાગે છે. લાગે છે કે તેમણે તને કાઢી મૂકી છે.

મનોરમાએ કાંઇ ઉત્તર ન આપ્યો.

હરિશંકરે કર્કશ સ્વરે કહ્યું: હવે અહીં તારે રહેવાનું નહિં બને, તમને એકવાર આશ્રય આપીને મને સારી શીખામણ મળી છે. બસ, હવે નહિં.

મનોરમાએ માથું નમાવી કહ્યું: મા કયાં છે?

હરિશંકરે કહ્યું: એ તો નાસી ગઇ, મને મૂસ્કેલીમાં નાંખી તે નસી ગઇ, તેનું જેવું ચરિત્ર હતું તેવું તેણે કર્યું.

ક્રોધને લીધે હરિશંકર ગરમ થઇ ગયો હતો, તેણે કહ્યું: હું જાણતો નથી કે તે કયાં છે, પણ હા, તે કંઇક મઝા કરતી હશે.

મનોરમા ત્યાંજ બેસી ગઇ, તે તો પાછી પોતાની માની પાસેજ આવી હતી, પણ તે તો ત્યાં મળી જ નહિં.

હરિશંકરે કહ્યું: હું હવે તને મારા ઘરમાં સ્થાન આપીને મારી નાતજાત ગુમાવવા નથી માગતો, જે તને આટલા આદરથી લઇ ગયો હતો, અને તેણે ત્યાં તારે રહેવા માટે એક ઝુંપડી પણ ન કાઢી આપી, કે તે આવીને તને મારે ત્યાં મૂકી ગયો? હવે તું અહીંથી ચાલી જા.

મનોરમા આ સાંભળી રડી પડી, તેણે રડતાં રડતાં કહ્યું: દાદાજી, માનો તો કયાંઇ પત્તાજ નથી, હવે હું કોની પાસે જાઉં?

પણ હવે હરિશંકરનામાં કોઇ રીતની માયા મમતા રહી જણાતી નહોતી. તેણે સાફ કહી દીધું કે કાશી જેવા નગરમાં તારે રહેવા માટે સ્થાનની કમી નથી. તારે ફાવે તેવી કોઇ જગ્યા શોધી

કાઢજે. જ્યારે મનોરમાના પતિએજ તેને પોતાને ત્યાં રહેવા જગ્યા ન આપી તો પછી હરીશંકર તેને પોતાને ત્યાં કેવી રીતે રાખે? એ માટે તેને કોઇ પણ પ્રકારનો દોષ આપી શકાય તેમ નથી, એ વાત મનોરમા સારી રીતે સમજી. પણ એ બિચારી લાચાર હતી, કેમ કે તેને રહેવા માટે કોઇ સ્થાન પણ નહોતું. પોતાના પતિને ત્યાં તો થોડા દહાડા તે અતિથિની માફક ગઈ હતી અને હવે તો તે ત્યાંથી પાછી આવી હતી. હવે તે આદરપૂર્વક યત્ન કરનાર પાછું ફરી એ પણ નહિં જુએ કે મારો અતિથી ક્યાં ચાલ્યો ગયો. આ સમયે તેને બહુજ વધુ માનસિક વેદના થઇ રહી હતી, અને તે ચૂપચાપ આંસુ ઢાળતી હતી. તેની સોળ વર્ષની ઉમ્મરમાંજ તેની બધી મોજ મજાહ, બધી કામનાઓ, પૂરી થઇ ગઇ હતી. આ સંસારમાં તેની માતા પણ ન્હોતી અને તેનો પિતા પણ ન્હોતો. પતિએ તેનો ત્યાગ કરી દીધો હતો. તેને રહેવા માટે કોઇ સ્થાન નહોતું માત્ર કલંક, શરમ, અને વિકલ રૂપ યૌવન. આ સર્વ કાંઇ ન રહેતાં પણ લોક જીવતા રહી શકે છે. પણ મનોરમા જીવી શકે તેમ નહોતું. તે વિચાર કરતી હતી કે મારૂં આયુષ્ય કેટલું છે અને હવે મારે કેટલા દિવસ સુધી જીવવું પડશે. હવે ગમે તેટલા દિવસ તે જીવે પણ એમાં સંદેહ નથી કે આજે તેને માટે એક નવીન જન્મ દિવસ હતો. જો કે તેણે બાલ્યાવસ્થામાંજ ઘણું દુઃખ અને કષ્ટ ભોગવ્યું હતું. તથાપિ આટલું વધું અપમાન ને લાંછન તેણે આજસુધી કદી ભોગવ્યું નહોતું,

હરિશંકર ઘાંટા પાડીને વાતો કરતો હતો. તેણે મોટે સાદે કહ્યું: તું હજુ સુધી અહીં કેમ બેઠી છું?

મનોરમાએ ઘ-ણાજ આકુળ વ્યાકુળ થઇ કહ્યું: તોપછી ક્યાં જાઉં?

હરિશંકર-હું શું જાણું?

મનોરમાએ રૂંધાયલા સાદે કહ્યું: દાદાજી આજની રાત.......

હરિશંકર–ના ના, હું તને અહીં ક્ષણભર પણ રહેવા દેવા ઇચ્છતો નથી.

મનોરમા ઉઠી ઉભી થઇ ગઇ. હવે તેનામાં કાંઇક સાહસ આવી ગયું હતું. તેણે મનમાં વિચાર કર્યો કે સો અપરાધ કરવા છતાં પણ હું જેનાથી ભિક્ષા માગી શકતી હતી, તેની પાસે જ્યારે ભિક્ષા ન માગી તો કોઇ બીજાની પાસે કેમ હું ભિક્ષા માગી શકું? તેણે મનમાં ને મનમાં કહ્યું: ચાહે ગમે તેમ થાય, પણ કાશીની ગંગા તો હજુ સુધી સુકાઇ નથી ને? ગંગા સમાજથી ડરતી નથી તેમ તેની જાતિ પણ બદલાતી નથી. એ આ દુઃખી અબળાને આ દુઃખના દિવસોમાં મજાથી પોતાના ખોળામાં લઇ લેશે. મને બીજે કંઈ આશ્રય નહિં મળે તો હું ત્યાં જઇ રહીશ.

એવો વિચાર કરી તે ત્યાંથી ઉઠવા ગઇ, પણ તેનાથી ચલાયું નહિં તેથી તે ત્યાં બેસી ગઇ.

હરિશંકરે પોતાના મનમાં વિચાર કર્યો કે: હું મારા આખા જીવનમાં આવી વિપત્તિમાં કદી આવી પડયો નહોતો; તેનું ગળું સુકાઇ ગયું. તેણે વિચાર કર્યો કે, કંઇ એમ ન હોય કે આગળ મેં કાંઇ કહ્યું નહિં હોય, એથી તે બુમ પાડી બોલ્યા કે: મને લાગે છે કે જ્યાં સુધી તારૂં અપમાન નહિં થાય ત્યાં સુધી તું અહીંથી નહિં જાય કેમ? હવે તું અહીંથી ચાલી જા.

એટલામાં સહસા કોઇએ હરિશંકરને બુમ પાડી, તે કાંઇક ગભરાયો, તેને લાગ્યું કે, વિનોદ કાકા હશે. એટલામાં વિનોદચન્દ્ર એક હાથમાં શેતરંજની પોટલી અને બીજા હાથમાં ડંડો લઇ અંદર આવી પહોંચ્યા. એ વાત નહોતી કે તે હમણાં અહીં આવ્યા હશે. તે ઘણુ

વારથી બહાર ઉભા રહી હરિશંકર જે ધમકી આપતો હતો તે સાંભળતા હતા,એથી તે અંદર આવ્યા તે વખતે તેમના હાથમાં શેતરંજની પોટલી તો હતી જ પણ તેમના ચ્હેરા પર હમવું ન્હોતું. તે સીધા મનોરમાની પાસે જઇ ઉભા થઇ રહ્યા, અને બોલ્યા. કેમ બેટા, મનોરમા; તું ક્યારે આવી ?

મનોરમાએ વિનોદકાકાને ઓળખ્યા.

વિનોદચન્દ્રે આશીર્વાદ આપતાં કહ્યું; આવ બેટી, ચાલ તું મારે ત્યાં ન આવતાં અહીં શું કામ આવી ?

એટલું કહી વિનોદચન્દ્રે મનોરમાની પેટી ઉપાડી લીધી અને કહ્યું; ચાલ બેટા, હવે સંધ્યાકાળ થઇ ગઇ છે.

વિનોદચંન્દ્ર જાણે તેને તેડવાજ આવ્યા હોય તેવી રીતે આ વાત તેમણે કરી પણ મનોરમાના સમજવામાં ન આવી, અને તેતો છાની માની બેસી જ રહી.

વિનોદ કાકાએ ફરી કહ્યું, કેમ બેટા, તને મારે ત્યાં આવવા માટે શરમ શી આવે છે ? મારે ત્યાં તારૂં કોઇ અપમાન નહિં કરે. આપણે બે સારી રીતે રહીશું. ચાલ, ખોટી ન થા.

પણ મનોરમાથી ઉઠાયું નહિં.

હરિશંકરે બુમ પાડી કહ્યું; કાકા, તમે આ શું કરો છો ?

વિનોદચન્દ્ર–કાંઇ નહિં.

આટલું કહી વિનોદચન્દ્ર મનોરમાની પાસે ગયા. તેણે પાસે જઇ કહ્યું, ઉઠ બેટા, તું અહીં બેસી રહી શા માટે કડવાં વેણુ સાંભળ્યા કરે છે ?

જ્યારે હરિશંકરે જોયું કે, મનોરમા ઉઠીને ઉભી રહી છે ત્યારે

તેમણે વિનોદચન્દ્રને પૂછ્યું; કેમ કાકા, તમે એને તમારે ઘેર લઇ જાઓ છો ?

વિનોદચન્દ્રે કહ્યું; ના, હું તેને અહીંથી સડક પર બેસાડવા માટે લઇ જઉં છું.

આ સાંભળી હરિશંકરે કાંઇક વિરક્ત ભાવથી કહ્યું; પણ કાકા, તમે બરાબર વિચાર કરજો કે આગળ જતાં શું થશે.

વિનોદચન્દ્રે હરિશંકરને કાંઇ ઉત્તર ન આપ્યો અને મનોરમાને કહ્યું, બેટી, ઉઠ, જલ્દી ચાલ, નહીંતો વળી એ શુંય કહી બેસશે.

મનોરમા ઘરની બહાર નીકળી. વિનોદચન્દ્રે પેટી ઉંચકી લઇ તેની પાછળ પાછળ મનોરમા પણ ચાલી.

હરિશંકરે પાછળથી કહ્યુ, કેમ કાકા, શું અંતે તમે પણ નાત બહાર રહેશોને ?

વિનોદચન્દ્રે પાછું જોયા વગર જ કહ્યું; હા, મને નાત બહાર મૂકાવા ઇચ્છતો હોય તો ભલે મૂકાવજે.

હરિશંકરે કહ્યું;-તો પછી આજથી મારો તમારી સાથેનો ખાવા પીવાનો તેમ લેણદેણનો સર્વ વ્યવહાર બંધ થઇ ગયો સમજજો.

વિનોદચંન્દ્રે પાછું જોઇ કહ્યું શુ હું કદી કોઇને ઘેર વગર બોલાવ્યો ટુકડા વીણવા ગયો છું ?

હરિશંકર-ના, પણ તમને સાવધાન થવા કહુ છું.

વિનોદનાં ભવાં ચઢી ગયાં. તે આટલા દિવસથી કાશીમાં રહેતા હતા, પણ આજ સુધી કદી કોઇએ તેમને ક્રોધ કરતાં જોયા નહોતા આજે પહેલ વ્હેલા જ તે ગુસ્સે થઇ ગયા. તેમણે ગુસ્સે થઇ કહ્યું; હરિશંકર, શું હું કાંઇ કાશીનો ગોર છું કે યજમાનોને રાજી રાખી મારો નિર્વાહ કરવો છે. મને તુ શી બીક બતાવે છે ? મને જે કાંઇ

સારૂં લાગે છે તે મેં આજ સુધી કર્યું છે. અને હજુ પણ મને જે સારૂં લાગશે તેમ કરીશ. એ માટે તમારૂં ચિંતા કરવાની જરૂર નથી.

હરિશંકરે કાંઇક શરમાઇ કહ્યુઃ હુતો તમારા ભલા માટે કહુ છું.

વિનોદચન્દ્ર—ના ના, તું રહેવા દે જ્યારે મેં પંચાવન વર્ષ તારી સલાહ વગર ગાળ્યાં છે, તો બાકીનાં બે ચાર વર્ષ પણ તારી સલાહ વગર વિતાવી શકીશ. હવે જા, તારે ઘેર જઈ તારૂં કામ કર. હરિશંકર ઘરમાં ગયો.

વિનોદચન્દ્ર પોતાને ઘેર ગયો, પેટી મૂકી બહુજ ઉત્તમ ભાવથી મનોરમાને કહ્યુઃ બેટી, આ સર્વ ઘરબાર તારૂં છે, બસ હું હવે તને બીજું શું કહું. તું તારો સર્વ કામ ધંધો કરજે, અને આ બુઢા ઉપર જરા ધ્યાન રાખજે.

વિનોદચન્દ્રને બીજું કાંઈ કહેવું હતું કે નહિં તે તો અમે નથી કહી શકતા પણ મનોરમાને બહુજ વાર સુધી આંસુ ઢાળતાં જોઇ તેણે વિચાર કર્યો કે હાલ તેને કાંઇ કહેવું ન જોઇએ.

મનોરમાને આ રીતે વૃદ્ધ વિનોદચન્દ્રને ત્યાં આશ્રય મળ્યો.

---



## પ્રકરણ ૧૩ મું.

---

## મહાલક્ષ્મીની ખટપટ

---



જ્યારે શરત્કાલમાં પ્રાતઃકાલનો વાયુ સ્નિગ્ધ અને મધુર રૂપે વાતો સ્યામમનોહરના ખંડમાં પ્રવેશ કરતો હતો ત્યારે આખી રાત જાગવાથી તેને અત્યારે ઉંઘ આવી જતી. અને ફરી જ્યારે સૂર્યનાં તપ્ત કિરણો જંગલમ થઈ તેના ચ્હેરા અને આંખો પર પડતાં, ત્યારે તેનીં ઉંઘ ફરી જતી રહેતી, પણ નિદ્રાનો આવેગ ઓછો થતો નહોતો. છતાં તે પથારી છોડી બહાર આવતો હતો. દિવસે કોઇ કામકાજ નહોતું કોઇ પ્રકારનો આમોદ પ્રમોદ પણ મળતો નહિં, તેના મનમાં કોઇ પ્રકારનો ઉત્સાહ રહેતો નહિં, અને ઘણે ભાગે દુઃખ કે કલેશ પણ જણાતો નહિં; સુખની કામના તો તેણે બિલ્કુલ છોડી દીધી હતી, હવે સ્યામમનોહરના દિવસો પણ એક સૂર્યોદયથી બીજા સૂર્યોદય સુધી જાણે કોઇ પહોળા પટવાળી નદી પર સંધ્યાકાળે મોટી નાવડી ભાર ભરીને આમ તેમ હાલતી વાંકી ચુકી થતી ધીરે ધીરે ચાલતી સ્વેચ્છાનુંસાર જતી હોય એ પ્રકારે ચાલ્યા જવા લાગ્યા. તે સારી રીતે સમજ્યો હતો કે દૂર દૂર સુધી ફેલાયલાં કાળાં વાદળાંએ અમારા

સુખ રૂપી સૂર્યના જીવનના મધ્યાન્હમાં જ ઢાંકી લીધાં છે અને આ વાદળોની આડમાં જ એકાદ દિવસે સૂર્ય અસ્ત થઇ જશે. અને એ જીવનમાં ફરી કદી તેનાં દર્શન નહિં થાય. તેની નીરવ અને નિર્જન કોટડીમાં આ નિરાશાની કાળી છાયા દિન પર દિન વધુ ઘટ્ટ થવા લાગી, અને શ્યામમનોહર તેમાં બેઠાં બેઠાં આળસથી બંધ થતી આંખોથી જોતો પોતાના દિવસો વિતાવવા લાગ્યો.

મહાલક્ષ્મી કહ્યા કરતી કે આ વૈશાક મહિનામાં શ્યામમનોહરનું બીજી વાર લગ્ન થશે, પણ શ્યામમનોહર બીલ્કુલ ચુપ રહેતો હતો, તે કાંઇ બોલતો નહિં એથી તેની આ વાતમાં સમ્મતિ છે કે સંમત્તિ નથી એનો નિર્ણય કરવા મહાલક્ષ્મી પોતાના પતિની સાથ ઘણીવાર તર્કવિતર્ક કર્યા કરતી હતી. જ્યારે મુળશંકરને પૂછવામાં આવતું હતું ત્યારે એ કહેતો હતો કે શ્યામમનોહરને પૂછ્યા વગર એ વિષયમાં કાંઇ નક્કી કહેવાય નહિં.

આ વખતે આસો નવરાત્રિમાં દુર્ગાપૂજા હતી. મુળશંકરના મકાનમાં સવારથી ચોઘડીયાં વાગી આનંદ સમાચાર ફેલાવતા હતાં, શ્યામમનોહરની ઉંઘ ઉડી ગઇ. તે પડયો પડયો શરણાઇ સાંભળતો હતો, પણ તેને આનંદ જણાતો નહિં. પણ ધીરે ધીરે તેના હૃદય રૂપી આકાશમાં વાદળની છાયા પડવા લાગી, આજ સહસા તેને લાગ્યું કે હવે તેનાથી અહીં રહી શકાશે નહિં. ત્યારે તેણે નોકરને બોલાવી કહ્યું મારો સામાન બાંધી તૈયાર કર, હું આજે કલકત્તા જવાનો છું.

જ્યારે મહાલક્ષ્મીએ આ વાત સાંભળી ત્યારે તે દોડતી ત્યાં આવી, કિશોરલાલ પણ આવ્યો અને તેને સમજાવવા લાગ્યાં; મુળશંકરે પણ આવી કહ્યું કે: આજ આઠમને દિવસે તો બહાર ગામ જવાય જ નહિં. પણ શ્યામમનોહરે કોઇની વાત ન સાંભળી.

બપોરે હરિબા પણ આવી, જ્યારથી મનોરમા ગઇ હતી. ત્યારથી અહીં હરિબા કદી આવતી નહિં.

સ્યામમનોહરે તેને જોઇ પૂછ્યું: બેન, આજ તું અહીં કેમ આવી?

હરિબાએ પૂછ્યું: શું તમે આજ બહાર ગામ જવાના છો?

સ્યામમનોહર—હા.

હરિબા—ક્યાં કલકત્તા જશો?

સ્યામમનોહર—હા.

હરિબાએ કાંઇક વિચાર કરી કોમળ સ્વરે પુછ્યું: શું બીજે કંઇ જશો?

સ્યામમનોહરે હરિબાનો અભિપ્રાય સમજીને કહ્યું: ના,

સ્યામમનોહર આમ તેમ જોવા લાગ્યો.

હરિબા જે કાંઇ કહેવા આવી હતી, તે વાત કહેવામાં તેને શરમ પણ આવી, તે કહેવાનું તેનામાં સાહસ ન આવ્યું ફરી વળી કાંઇક સાહસ કરીને કહ્યું: કેમ ભાઇ, તમે એનો કોઇ ઉપાય ન કર્યો?

જ્યારથી હરિબા આવી હતી ત્યારથી સ્યામમનોહર અને હરિબા બંનેના મનમાં મનોરમાનું જ ધ્યાન હતું બંને તેની વાતનો વિચાર કરી રહ્યા હતા. આ સાધારણ વાતચિતથી બંનેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. સ્યામમનોહરે સાવધાન થઇ બીજી તરફ જોઇ કહ્યું: હું તેનો શો ઉપાય કરૂં?

હરિબા—કાશીમાં તે છે ક્યાં?

સ્યામમનોહર—જણાય છે કે તે તેની માની પાસે હશે.

હરિબા—હાં, પણ......

સ્યામમનોહરે તેના તરફ જોઇ પુછ્યું: પણ શું?

હરિબાએ કાંઇક વાર સુધી ચુપ રહી કોમળ સ્વરે કહ્યું: ભાઇ, તમે નારાજ ન થશો.

શ્યામમનોહર છાનો માનો તેની સામે જોઇ રહ્યો.

હરિબાએ કોમળ સ્વરે નમ્રતાપૂર્વક કહ્યું: ભાઇ, તેને કાંઇ રૂપિયા તો મોકલ્યા કરો, હમણાં તો તે એકલી છે, પણ ચાર દિવસ પછી............

શ્યામમનોહર સમજીને પણ જાણે સમજ્યો નહોય એમ પૂછ્યું; ચાર દિવસ પછી શું ?

શ્યામમનોહરની સામેજ હરિબાએ પોતાની આંખમાંનાં આંસુ લુંસી કહ્યું; તેના પેટમાં જે કાંઇ છે, તે ઇશ્વર કરે ને જીવતું રહે, તે જયારે.........

શ્યામમનોહર માથાથી પગ સુધી કંપી ઉઠયો, તેણે કહ્યું; બેન આજે તો ઘણે ભાગે છઠ છે ને?

હરિબા-હા, ભાઇ,

શ્યામમનોહર-તો ફરી આજ......

હરિબા-તો શું નહિં જાઓ ?

શ્યામમનોહર—એજ વિચાર કરૂં છું.

હરિબા-ઠીક વાત છે એમ કરો, જયારે પૂજા પુરી થાય ત્યાર પછી જયાં ફાવે ત્યાં જજો. હમણાં બેચાર દિવસ ઘેરજ રહો.

કોણ જાણે કેમ શું વિચાર કરી શ્યામમનોહરે તે વાત માનીલીધી.

દસરા ગયા પછી એક દિવસ શ્યામમનોહરે પોતાના ગુમાસ્તાને બોલાવી કહ્યું: તમે જયારે તેને કાશીમાં મુકવા ગયા હતા, ત્યારે તમને હરિશંકરે કાંઇ કહ્યું હતું ?

ગુમારતાએ કહ્યું: એ તો મને મળ્યાજ નહોતા.

શ્યામમનોહરે કાંઇક ભયભીત થઇ પૂછ્યું: શું તે તમને મળ્યાજ નહોતા. તો પછી આપ એને કોની પાસે મુકી આવ્યા? તેની મા તમને મળી હતી?

ગુમાસ્તો માથું હલાવી બોલ્યો; જી ના, એ વખતે ઘરમાં તો કોઇ નહોતું.

શ્યામમનોહર–કોઇ નહોતું તો તમે એની ખબર તો કાઢી જ હશે કે, ત્યાં કોઇ રહે છે કે નહિં? હરિશંકર એ મકાનમાં રહે છે કે બીજે

ગુમાસ્તાએ કહ્યું; હરિશંકર એજ મકાનમાં રહે છે એ વાતની તો મેં ખબર કાઢી જ હતી.

શ્યામમનોહરે થોડીવાર શાંત રહી પૂછ્યું. આજ સુધીમાં તેને કેટલા રૂપિયા મોકલ્યા છે?

ગુમાસ્તો–જી, મેં તેને રૂપિયા તો કાંઇ મોકલ્યા નથી

શ્યામમનોહરને બહુ જ ખેદ થયો. આશ્ચર્ય અને દુ:ખથી કહ્યું તેનો ચ્હેરો પીળો પડી ગયો, તેણે કહયું કાંઇ પણ નથી મોકલ્યું? કેમ?

ગુમાસ્તાએ કાંઇક શરમાઇને કહ્યું: મામાએ કહયું હતું કે મહિને પાંચ રૂપિયા મોકલવા.

આ જવાબ સાંભળી સ્યામમનોહરના આખા શરીરમાં જાણે અગ્નિ સળગી ઉઠયો. તેણે ગુસ્સે થઇ કહયું; દર મહિને પાંચ રૂપિયા? રૂપિયા શું મામાના છે? આજથી બરોબર કાશીના ઠેકાણે એને દર મહિને પચાસ રૂપિયા મોકલ્યા કરો,

ગુમાસ્તાએ કહયું, જેવી આજ્ઞા. કહી તે ત્યાંથી ચાલ્યો ગયો.

જ્યારે મહાલક્ષ્મીએ આ વાત જાણી ત્યારે તેણે આંખો કાઢી કહ્યું; એ ગાંડો થઇ ગયો છે.

મહાલક્ષ્મીએ કારભારીને બોલાવ્યો. જ્યારે એ આવ્યો ત્યારે મહાલક્ષ્મી હસતી હતી. ગુમાસ્તાએ એને હસતાં જોઇ હતી. મહાલક્ષ્મીએ પૂછ્યું. કારભારી, એને કાશીએ કેટલા રૂપિયા મોકલવાનું એણે કહ્યું છે?

કારભારી–દર મહિને પચાસ રુપિયા.

આ સાંભળી તેને હસવું આવ્યું એટલે ગુમાસ્તો કાંઇક દુ:ખી થયો. મહાલક્ષ્મીએ થોડી વાર હસ્યાં કરી પછી કહ્યું; અમારા છોકરાને જ્યારે ક્રોધ થાય છે ત્યારે કાંઇ સુઝતું નથી. એ અભાગીયણનું ભાગ્યજ એવું છે. મેં મહિને પાંચ રૂપિયા આપવાનું કહ્યું હતું એથી તે ગુસ્સે થયો છે. આજે એ કહે છે કે પચાસ રૂપિયા મોકલજો; આપ સમજો છો કે શ્યામમનોહર તો એને એક પૈસો પણ મોકલવા ઇચ્છતો નથી.

પહેલાં તો આ વાત ગુમાસ્તો સમજ્યો નહિ, તે પોતાના મનમાં સારી રીતે સમજવા લાગ્યો તેમ તેમ તેને થયું કે મહાલક્ષ્મીની વાત બરોબર છે. જે મનુષ્યને ઘરમાંથી કાઢી મુકવામાં આવે, તેને કોઇ પોતાની ઇચ્છાથી રૂપિયા આપે ખરો ?

બહુ જ વિચાર કરીને ગુમાસ્તાએ કહ્યું; તો પછી આપ જેમ કહો તેમ કરૂં.

મહાલક્ષ્મી—ઠીક, હવે હું બીજું શું કહું. શું તમે આટલી સાધારણ વાત પણ સમજ્યા નહિં ?

ગુમાસ્તાએ કહ્યું, ઠીક, તો પછી કાંઇ પણ ન મોકલવું.

મહાલક્ષ્મી–ના, પણ તમે મહિને પાંચ રૂપિયાના હિસાબથી તો મોકલજો. જો શ્યામમનોહર નહિં આપે તો મારા હિસાબમાંથી પાંચ રુપિયા મહિને મોકલતા જજો.

મહાલક્ષ્મીને દર માસે હાથ ખર્ચીના ૫૦ રૂપિયા મળતા હતા.

ગુમાસ્તાએ જતાં જતાં કહ્યું: ઠીક, પાંચ રૂપિયા મહિનાના હિસાબથી મોકલ્યા કરીશ.

શ્યામમનોહર ઘેર નથી, કલકત્તા ગયો છે. ગુમાસ્તાએ પહેલાં વિચાર કર્યો કે સરદારશ્રીને પહેલાં પત્ર લખી પૂછું કે, મહિને પાંચ રૂપિયા મોકલીએ કે પચાસ રૂપિયા પણ ફરી તેણે વિચાર કર્યો કે, આથી અસંભવ વાત માટે વ્યર્થ લખાપટ્ટી કરી બુદ્ધિહીનતા જણાવવાથી શું લાભ.

---



## પ્રકરણ ૧૪ મું.

### ભરતનું ઉપાખ્યાન-વિશુની લીલા



ઉપર લખેલી વાતને બેએક વરસ થઇ ગયાં, આ બે વરસમાં ગમે તો કાંઇ ફેરફાર થયો હોય કે ચાહ્ના પણ થયો હોય, પણ વૃદ્ધ વિનોદચંદ્રના જીવનમાં તો ઘણોજ ફેરફાર થયો હતો. જે દિવસે તેનો કમળચંદ્ર ચાલ્યો ગયો હતો, તે દિવસથી વિનોદચંદ્રે જાણે આ વિપુલ વિશ્વેજ આંખ બંધ કરી લીધી હતી. પણ મનોરમાનો આ ક્ષુદ્ર શિશુ ફરીથી એમને ભૂલેલા સંસારના સ્નેહમય જટિલ માર્ગ પર લઇ આવ્યો હતો. બહુ જ દિવસો પછી એ દિવસે ફરી તેની ઝીણી ઝીણી આંખોમાં પાણી ભરાઇ આવ્યું હતું. તેણે આંખો લુંછતાં કહ્યું કે, "મારા ઘરમાં તો વિશ્વેશ્વર આવ્યા છે." હજુ તો એ બહુ જ નાનો હતો. જ્યારે કોઇ તેને વિશુ કહી બોલાવતું ત્યારે તે જવાબ તો દઇ શકતો નહિં; પણ હા, તેના સામું જોઇ રહેતો. એ સમયે તે મનોરમાના ખોળામાં કે લખડાની માના ખોળામાં અને બિછાના પર પડી રહેતો. પરંતુ જે દિવસથી તે બારણાની બહાર પગ કાઢતાં શીખ્યો હતો, જે દિવસથી તે સમજવા લાગ્યો હતો કે દુધથી પાણી સારૂં હોય છે અને સાકર કે એંઠાં સર્વ

વાસણોમાં મોં લગાડી મનોરમાને થાપ દઇને ગળા સુધી પાણી પીવું શીખ્યો હતો, જે દિવસથી તેને પૂરો વિશ્વાસ બેઠો હતો કે પોતાના શુભ અને કોમળ ઉદર તથા મુખ પર કોયલાના કાળા લીટા કે ધૂળ ચોપડવાથી શરીરની શોભા ખૂબ વધે છે, એ દિવસથી તેણે મનોરમાનો ખોળો છોડી વિનોદચંદ્રના ખોળામાં પોતે દઢરૂપે સ્થાન મેળવ્યું હતું.

સવાર થતાંજ વિનોદચંદ્ર બોલાવતો કે વિશુ ! વિશુ મોં આગળ લાવી કહેતો કે, દાદા ! વિનોદચંદ્ર કહેતો કે ચાલ તો બેટા, શંભૂ-પ્રસાદની એક બાજી જીતી આવીએ. વિશુ ઝટ હાથમાં શેતરંજની પોટલી લઇ તોતડું બોલી કહેતો કે, 'તલો' અને બંન્ને હાથ ફેલાવી વૃદ્ધ વિનોદચંદ્રના ગળાને જોરથી બાઝી પડતો. વિનોદચંદ્રને આ સમયે ઘણોજ આનંદ થતો હતો. તે મનોરમાને બોલાવી કહેતો કેઃ બેટા, આપણો વિશુ પાકો ખેલાડી થશે. મનોરમા હોઠ દબાવી હસ્યા કરતી વિશુ હાથમાં શેતરંજની પોટલી લઇ વૃદ્ધ વિનોદચંદ્રની કેઢે બેસી શેતરંજ ખેલવા બહાર ચાલ્યો જતો. રસ્તામાં જો કોઇ હસીને કહે કેઃ કાકા શું વૃદ્ધાવસ્થામાં આ બે હાથ નીકળી આવ્યા છે? ત્યારે તે હસીને કહેતા કેઃ હા ભાઇ, હવે મારા બે હાથમાં જોર રહ્યું નથી, બિલકુલ સુકાઇ ગયા છે, એથી આ બે નવા હાથ નીકળી આવ્યાં છે જેથી સંસારરૂપી વૃક્ષ પરથી હું નીચે ગબડી ન પડું; તે એમ કહી ખસી જતા કે ભાઇ, વૃદ્ધ કાકાને વાતો કરવામાં તો કોઇ જીતી નહિં શકે.

શંભુપ્રસાદના ઘરમાં જ્યાં બેસી લોકો શેત્રંજ રમતા હતા ત્યાં શ્રીમાન વિશ્વેશ્વરને માટે પણ એક નિર્દિષ્ટ સ્થાન છે. તે દાદાજીના ખોળામાં બેસી લાલ રંગની થેલી હલાવ્યા કરતો હતો અને ગંભીર ભાવથી જોઇ રહેતો હતો. અને જરૂર પડે બેએક ચાલ પણ બતાવી દેતો હતો.

જ્યારે દાદાજીના હાથથી હાથી દાંતોનાં મોહરાં એકે એક કરીને મારવામાં આવતાં ત્યારે વિશ્વેશ્વર ઘણા ઉત્સાહથી એ મોહરાંને બંને હાથે પકડી પોતાના પેટ સાથે દબાવી રાખતો હતો. પણ લાલ રંગના વજીર પર તેનું વધુ ધ્યાન રહેતું હતું. તે જ્યાં સુધી તેના હાથમાં આવતો નહિં ત્યાં સુધી તે લોલુપ દૃષ્ટિથી તેની તરફ જોઇ રહેતો હતો. વચ્ચે વચ્ચે તે કહેતો કે દાદા, પેલો વજીર ! વિનોદચંદ્ર કહેતો કે ઉભો રહે બેટા, કદી કદી તે આમ તેમ ખસી પણ જતો હતો. એ સમયે વિનોદનું મન ચંચળ ભાવથી કદી તેની તરફ અને કદી શેતરંજ તરફ આવતું જતું હતું. એમાં એકાદ મોહરૂં મરી પણ જતું, વિનોદચંન્દ્ર બોલાવતો કે આવો બેટા, જો આપણે હારીએ છીએ, આવતો ખરો. દોડતો આવ. વિશ્વેશ્વર દોડતો ચાલ્યો આવતો અને આવીને ફરી પોતાના પ્રથમના સ્થાને બેસી જતો હતો. સાથે સાથે વૃદ્ધનો ઉત્સાહ પણ વધી જતો હતો. જ્યારે રમત પૂરી થતી, ત્યારે તે લાલ રંગનો વજીર હાથમાં લઇ દાદાજીની કેડે બેસી ઘેર આવતો હતો.

આ પ્રકારે નવી રીતે વિનોદચન્દ્રના દિવસો વીતી રહ્યા હતા. તેના જે જુના નિયમો બાંધેલા હતા તેમાં ઘણો ફેરફાર થયો હતો. હવે પહેલાંના માફક શેતરંજની પોટલીને એટલો વધુ યત્ન પડતો નહિં. હવે તે ઘણે ભાગે ઘરના એક ખૂણામાં પડી રહેતી. શંભુપ્રસાદને પણ રોજ મળવાનો વખત મળતો નહોતો. ગંગારામ પંડ્યા સાથે બપોરના રમવાનું તો બંધ થયું હતું મુકુન્દરાય રાતે બોલાવતા પણ વિનોદચન્દ્ર જઇ શકતા નહિં. આ સમયે તે દીવાના પ્રકાશમાં બેસી પોતાના નવા શિષ્યને શેતરંજની રમત શીખવાડતા હતા. તે કહેતા કે વિશુ, ઘોડો અઢી ઘર ચાલે છે.

વિશુ ગંભીર ભાવે કહેતો કેઃ ઘોડો ?

વિનોદચન્દ્ર કહેતા કેઃ હા ઘોડો.

વિશુ—ઘોડો ચાલે ?

વિનોદ-હા ઘોડો ચાલે, અહી ઘર ચાલે છે.

વિશ્વેશ્વર કહેતો-ગાડી પણ ચાલે ?

વિનોદચંદ્ર—આ ઘોડો ગાડી ન ખેંચે, એનો બીજો ઘોડો હોય ?

આ વખતે મનોરમા પાસે હોય તો તે પોતાના પુત્રની બુદ્ધિની તીવ્રતા જોઇ મોં પર પાલવ ઓઢી હસતી હસતી ચાલી જતી.

વિશુ નાની આંગળીઓથી સંકેત કરી કહેતો કેઃ આ લાલ રંગનો વજીર મને આપો. વૃદ્ધ વિનોદના સમજવામાં એ વાત આવતી નહિં કેઃ આટલી ઘણી વસ્તુઓ છતાં લાલ રંગના વજીરપર તેની વધુ દૃષ્ટિ કેમ પડતી હશે.

પણ વિશુની પ્રાર્થના કોઇ પ્રકારે અગ્રાહ્ય થતી નહિં. વિનોદચન્દ્ર પહેલાં તેને બે એક બીજાં મોહરાં બતાવી ભુલાવવાનો યત્ન કરતો હતો. પણ વિશુ બહુજ હોંશિયાર હતો. તે કોઇ રીતે ભૂલતોજ નહિં. એ સમયે તે ઇચ્છા ન હોવા છતાં પણ તેની માગેલી વસ્તુઓ તેના હાથમાં આપી કહેતો હતો કે જોજે બેટા, કંઇ ખોઇ ન નાંખું.

વિશુ—કેમ ?

વિનોદ-જો ખોવાઇ જશે તો પછી રમીશું કેવી રીતે ?

વિશુ-નહિં રમીએ.

વિનોદ-ના બેટા, પછી કેવી રીતે રમીશું ?

વિશ્વેશ્વર ગંભીર થઇ કહેતો કેઃ દાદા, વજીર ?

વિનોદચન્દ્ર-હા, બેટા વજીર.

એક દિવસ ભોળાનાથને ત્યાં કથા વંચાતી હતી. વિનોદચન્દ્રે કહ્યું. વિશ્વેશ્વર ચાલ બેટા કથા સાંભળવા જઇએ.

વિશ્વેશ્વર કપડાં પહેરી, વાળ હોરી કપાળે ચાંલ્લો કરી દાદાની કેડે બેસી કથા સાંભળવા ગયો. એ દિવસે રાજા ભરતનું ઉપાખ્યાન ચાલતું હતું. તે કરૂણ કંઠે કહેતા હતા કે: કઇ રીતે એ વનવાસી મહાપુરુષના ખોળામાં હરણનું બચ્ચું એની મેળે આવી ગયું, તરતનું જન્મેલું મૃગનું એ બચ્ચું કાતર દૃષ્ટિથી આશ્રયની ભીખ માગી રહ્યું હતું. રાજા ભરતે એ નિરાશ્રયને આશ્રય આપ્યો હતો, આ સમયે વિશુ કાંઇક ખસીને વેગળો બેઠો હતો, વિનોદચન્દ્રે તેને ખેંચીને પોતાના ખોળામાં બેસાડી લીધો.

એ ઉપરાંત વ્યાસજીએ કહ્યું કે: કેવી રીતે એ મૃગના બાળકે ધીરેધીરે તેની તુટેલા સ્નેહની દોરીને ફરીથી બાંધવાનો આરંભ કર્યો. કઇ રીતે તેના સેંકડો કકડા થઇ ગયેલી માયા શૃંખલાને તેની ચારે તરફથી બાંધવાનો આરંભ કર્યો? કયે પ્રકારે એ તેનાં નિત્યકર્મ,પૂજાપાઠ અને ઇશ્વર ચિન્તનમાં પણ આવી અંશ લઇ જવા લાગ્યું. ધ્યાન કરતી વખતે તે માનસિક દૃષ્ટિથી જોતા હતા કે, જાણે એ નિરાશ્રય પશુ સજલ કરુણ દૃષ્ટિથી તેની તરફ જોઇ રહ્યું છે. ઉપરાંત તે મોટું થવા લાગ્યું. ધીમે ધીમે તે પર્ણકુટી મૂકી આગણામાં, આંગણું છોડી બાગમાં, પછી જંગલમાં અને દૂરને દૂર મનમાની રીતે ફરવા લાગ્યું. જ્યારે તેના પાછા આવવાનો સમય થતો અને તે જ્યારે પાછું આવતું નહિં ત્યારે રાજા ભરત ઉત્કંઠીત તથા ચિન્તિત થઇ જતા અને જોરથી બોલાવતા: આવ, આવ, આવ. એ ઉપરાંત વ્યાસે જાતે રડતાં રડતાં અને શ્રોતાઓને પણ રડાવતાં કહ્યું કે: એક દિવસ તે તેના આખા જીવનનાં માયાબન્ધન એકદમ તોડીને ચાલ્યું ગયું. જંગલનું પશુ જંગલમાં ચાલ્યું ગયું, તે મનુષ્યની વ્યથા ન સમજ્યું. વૃદ્ધ ભરતે બુમો પાડી કે આવ, આવ, આવ; પણ કોઇ આવ્યું નહિં. કોઇએ એના

આકુલ આવાહનનું ઉત્તર ન આપ્યું, ત્યારે તેમણે તેને આખા જંગલમાં ખોળ્યું, એકે એક ગુફામાં, વૃક્ષની નીચે, એકે એક લતામાં રડી રડીને બુમો પાડી શોધ્યું. આવો, આવો, આવો. પણ કોઇ ન આવ્યું. પહેલાં એમનું ખાવું, પીવું, સુવું બંધ થઇ ગયું. તે પછી પુજાપાઠ બંધ થયાં, ફરી ચિન્તા ધ્યાન સર્વ બંધ થઇ ગયું. પછી નિરૂદેશ્ય સ્નેહાસ્પદની પાછળ પાછળ જંગલી રસ્તામાં ફરવા લાગ્યા.

વ્યાસે કહ્યું: મૃત્યુની કાળી છાયાએ ભૂમિપર પડેલા ભરતજીના અંગોપર અધિકાર પ્રાપ્ત કર્યો. ગળું રૂંધાયું, ગરમ, તૃષાતુર હોઠ કંપવા લાગ્યા. જાણે આ સમયે પણ બોલાવતા હોય કે આવો, આવો, એમ લાગે છે.

વિનોદચન્દ્ર આ કથા સાંભળતાં વિશ્વેશ્વરને જોરથી છાતી સાથે ચોંપી રડવા લાગ્યા. તેના અંતરમાં અંતર કંપી ઉઠ્યું અને રડી કહેવા લાગ્યા કે; આવો, આવો, આવો.

વૃદ્ધ વિનોદચન્દ્રનું આમ રડવું આ ભરી સભામાં કોઇને પણ અસ્વાભાવિક ન લાગ્યું. કેમકે સર્વ લોકોનું કાંઇ તો ખોવાઇ ગયું હતું. સર્વ લોકોનું હૃદય રડી રડી બુમો મારતું હતું કે, આવો, આવો, આવો.

વિનોદચન્દ્ર આંસું લ્હોઇ વિશ્વેશ્વરને ખોળામાં લઇ કહ્યું: ચાલો બેટા ઘેર જઇએ. બહુ રાત ગઇ છે.

વિશ્વેશ્વર દાદાની સાથે ઘેર ગયો, ઘેર જઇ ઉંઘી ગયો.

ઘેર જઇ વિનોદચન્દ્ર મનોરમાને બોલાવી કહ્યું: લે બેટા, તારી અનામત તારી પાસે રાખ.

મનોરમાએ જોયું કે આજે વિનોદચન્દ્રની આંખો ભારે જણાય છે.



## પ્રકરણ ૧૫ મું.

### શ્યામમનોહરને ફરી લગ્ન કરવાની ખટપટ.



આ બે વરસોમાં શ્યામમનોહરનો પોતાના ઘર સાથે કશો સંબંધજ નહોતો હા; જ્યારે તેને રૂપિયાની જરૂર પડતી હતી ત્યારે એ પોતાના ગુમાસ્તાને પત્ર લખતો અને ગુમાસ્તો તેના લખેલા ઠેકાણે રૂપિયા મોકલતો.

મહાલક્ષ્મી વચ્ચે વચ્ચે દુઃખી થઇ પત્ર લખ્યા કરતી હતી, કિશોર પણ પત્રદ્વારા તેને પાછો આવવા જણાવતો હતો. મુળશંકરે પણ તેને લખ્યું હતું કે મારૂં શરીર હવે હવે બગડવા માંડયું છે, એથી તને જોવાની ઇચ્છા છે માટે ઘેર આવવું.

પહેલાં શ્યામમનોહર આવી વાતોપર કાંઇ ધ્યાન આપતો નહિં, પણ જ્યારે હરિબાએ તેને લખ્યું કે નવરાશ મળે તો તમારે જરૂર ઘેર આવી જવું: મારે તમારી સાથે કાંઇક વાતો કરવી છે; ત્યારે શ્યામમનોહર ઘેર જવા તૈયાર થયો. હરિબા કંઇ વાત કરે કે જેથી સુખનો આભાસ થાય. માટે જલ્દી ઘેર જઉં, એમ ધારી તે ઘેર ગયો. હરિબાને મળ્યો અને પૂછયું કેઃ કેમ બહેન શું કહેવું છે?

હરિબા—બસ કાંઇ નહિં.

સ્યામમનોહરે કહ્યું. તો પછી શા માટે મને આટલું કષ્ટ દઇ ઘેર તેડાવ્યો ?

હરિભા-તમે ઘેર ન આવો તે કાંઇ સારી વાત ગણાય? બાઇ જે કાંઇ બનવા કાળ હતું તેતો બની ગયું. હવે તમે ફરી લગ્ન નહિં કરો તો મને બહુ દુઃખ થશે

સ્યામમનોહરે વિરકત ભાવે મોં ફેરવી કહ્યું; તો પછી હું શું કરૂં ? મુળશંકરે સ્યામમનોહરનો હાથ પકડી કહ્યું: બેટા, મને ક્ષમા કર એ દિવસથી હું કેવા અગ્નિમાં બળું છું તે કેવળ અંતર્યામી જ જાણે છે

સ્યામમનોહર બહુજ દુઃખી થયો; પણ તે કાંઇ ન કહી શકયો.

મુળશંકરે ફરી કહ્યું હવે તું ફરી લગ્ન કર, મેં તારે માટે એક કન્યા પણ જોઇ રાખી છે. માત્ર તારો અભિપ્રાય જાણવા માટે જ મેં તેને હજુ સુધી કાંઇ વચન આપ્યું નથી. એક સ્ત્રી મરી જાય છે ત્યારે લોકો શું ફરી લગ્ન કરતા નથી ?

સ્યામમનોહરે ધીમે ધીમે કહ્યું; પહેલાં એ સમાચાર મળે કે પ્રથમની સ્ત્રી મરી ગઇ છે, પછી જોઇ લેવાશે

મુળશંકર-શિવ, શિવ, બેટા એવી વાત શું કરે છે ?

સ્યામમનોહર-ચુપ રહ્યો.

મુળશંકર રડી પડયો અને બોલ્યો, હુંતો એ સમજું છું કે: મેંજ તારી સ્ત્રીને તારાથી જુદી પાડી છે, હું મરી જઇશ તો પણ આ વાતનું દુખ મને નહિં મટે.

સ્યામમનોહરે થોડીવાર વિચાર કરી પૂછયું આખરે આપે કયાં સંબંધ નકકી કર્યો છે ?

મુળશંકર આંસુ લુંસી બોલ્યો, સુરતમાં, જો તું જાતે એકવાર જઇ જોઇ આવે તો પછી બધું ઠીક થઇ જશે.

સ્યામમનોહર–તો પછી હું કાલે જ જઇશ.

મુળશંકરે કહ્યું: હા ભાઇ જા; જો તને યોગ્ય લાગે તો પછી મને પત્ર લખજે હું ઘેરથી બધાંને લઇ તરત સુરત આવીશ.

થોડીવાર રહી મુળશંકરે કહ્યું; બેટા, હવે હું બહુ જીવવાનો નથી. પણ હા, તું લગ્ન કરી સુખી થા એટલું જોઇ જવાય તો સારૂં પછી હું આનંદથી મરી જઇશ.

બીજે દિવસે સ્યામમનોહર સુરત આવ્યો, સાથે તેના મામા કિશોરલાલ પણ હતા. કન્યાને જોઇ, કિશોરલાલે કહ્યું: છોકરી તો લક્ષ્મી જેવી છે.

શ્યામમનોહર કાંઇ ન બોલ્યો.

પછી સ્ટેશને આવી ટીકીટ લઇ બંને જણ ગાડીમાં બેઠા. કિશોરલાલે પૂછ્યું; કેમ ભાઇ શો વિચાર કર્યો?

શ્યામમનોહરે કહ્યું કશોય નહિં.

કિશોરલાલ જાણે આકાશમાંથી નીચે ગબડી પડયો. તેણે કહ્યું, આવી સુંદર કન્યા પણ તને ન ગમી?

સ્યામમનોહરે માથું હલાવી કહયું. ના.

કિશોરલાલે મનમાં વિચાર કર્યો કે: મેં મનોરમાને જોઇ નહોતી, કે તે કેવી હશે.

જયારે સ્ટેશન આવ્યું એટલે કિશોરલાલ ઉતરી પડ્યો સ્યામમનોહર અલ્હાબાદ જવાનો હતો.

કિશોરલાલે પૂછયું; પછી તું કેટલા દિવસોમાં પાછો આવીશ?

સ્યામમનોહરે કહ્યું; કાકાને પ્રણામ કહેજો, હું થોડા દિવસમાંઆવીશ.

મુળશંકરને કિશોરલાલે સર્વ વાત કરી, ત્યારે તેણે કહ્યું, હવે જે થાય તે ખરૂં, મારૂં શરીર સારૂં થશે તો હું કાશી જઇ વહુને તેડી આવીશ. વ્યર્થ સમાજના ભયથી મારાથી ઠેઠસુધી નર્ક નહિં ભોગવી શકાય. સમાજ શું છે? આપણે પોતે સમાજ છીએ.

જ્યારે મહાલક્ષ્મીએ આ વાત જાણી ત્યારે તેણે દાંત પીસી કહ્યું આ ડોસો મરવાનો થયો છે, માટે આમ બોલે છે.

મહાલક્ષ્મીએ ગુમારતાને બોલાવી પુછ્યું. શ્યામમનોહરે શું કર્યું?

ગુમાસ્તાએ કહ્યુ: તેણે માત્ર એટલું પૂછ્યું હતું કે: આજ સુધીમાં કેટલા રૂપીયા કાશી મોકલ્યા હતા?

મહાલક્ષ્મી: બસ! માત્ર એજ પૂછ્યું, બીજું કાંઇપણ ન પૂછ્યું?

મહાલક્ષ્મી ચાલી ગઇ, એ વખતે તેના મોંનો ભાવ બહુ જ ભીષણ થઇ ગયો.

---



## પ્રકરણ ૧૬ મું.

### શ્યામમનોહર મનોરમાની શોધમાં-પતિપત્નિ અને પુત્રનો મેળાપ



સ્યામ મનોહર અલ્હાબાદ જવાને બદલે કાશી ગયો. તેની સાથે બે નોકરો હતા. તે ભાડાની ગાડીમાં સામાન મૂકી બેઠા, શ્યામમનોહરે તેમને કહ્યું કેઃ તમે બંગલે જઇ મૂકામ કરો, મારી ત્યાં જઇ રાહ જો જો, તે ગાડીમાં ન બેઠો, તે તો પગે ચાલતો એક બીજે રસ્તે થઇ જવા લાગ્યો. રસ્તામાં ચાલતી વખતે તેને ઘણો ક્લેશ થવા લાગ્યો. તેનું મોં સુકાઈ ગયું, ચ્હેરાનો રંગ ઉતરી ગયો, ચાલતાં ચાલતાં પગ ઢીલા થઇ ગયા, પણ ચાલતાં ચાલતાં રોકાયો નહિં. હરિશંકરનું ઘર પાસે આવ્યું. રસ્તો તો તેનો જાણીતો હતો, ગલીના નાકાપર નાની દુકાન જેમની તેમ હતી, દુકાનનો માલીક પહેલાં જેવાજ ઉત્સાહથી પુરીઓ તળતો હતો, ત્યાં શ્યામમનોહર જરા ઉભો રહ્યો, દુકાનદારે તેની સામે જોયું; પણ સાહેબ લોકોનો પોશાક પહેરવાથી તેને પુરી લેવાનું તે કહી શકયો નહિં. તેણે તેના સામું જોઇ વળી પોતાનું કામ કરવા લાગ્યો.

શ્યામમનોહર આગળ ચાલ્યો, તેના પગ આગળ જવા ઉપડતા નહિં. કાશીની સાંકડી ગલીગોમાં જાણે નામની પણ હવા રહી નથી.

તેને શ્વાસ લેવામાં પણ ક્લેશ થવા લાગ્યો. બે એક ડગલાં આગળ જતાં જ વળી શું જાણવામાં આવશે. થોડી વારમાં તે હરિ-શંકરના મકાનની સામેના મકાન પાસે જઇ પહોંચ્યો ત્યાં કેટલીક વાર તો ઉભો રહયો, તેણે કોઇને બોલાવવાની ઇચ્છા કરી, પણ ગળું સુકાઇ ગયું હતું, તેણે તેમ છતાં બુમ મારી, વળી કાંઇ ન બોલ્યો. ઘડીઆળમાં નવ વાગ્યા હતા. ફરી હરીશંકરનું નામ દઇ બુમ પાડી પણ કંઇ જવાબ ન મળ્યો. જે લોકો એ રસ્તે થઇ જતા હતા તે સ્યામમનોહરને ઉંચી જાતના યુરોપીયનના પોશાકમાં સજ્જ થયેલો જોઇ કાંઈક ચકીત થતા હતા, વારંવાર તેના તરફ જોતા હતા. સ્યામમનોહરે ફરી બુમ પાડીઃ "પંડિત હરિશંકર છે કે?"

અંદરથી કોઇ સ્ત્રીએ જવાબ આપ્યો કેઃ "ઘરમાં નથી."

જેણે જવાબ આપ્યો હતો તે એક દાસી હતી. એ દાસી બહાર આવી, પણ સ્યામમનોહરને સાહેબના પોશાકમાં જોઇ બારણાની આડ ઓથે ઉભી રહી, પણ તેને દેશી ભાષામાં વાત કરતો જોઇ તે બ્હીની નહિં. તેણે કહ્યુઃ એ ઘરમાં નથી.

સ્યામમનોહર—કયારે આવશે?

દાસી—બપોરે આવશે.

સ્યામમનોહર મકાનની અંદર ગયો. તેને અંદર આવતો જોઇ આનંદ, શરમ અને શંકા ત્રણેના મિશ્રણથી તેનું કાળજું કંપવા લાગ્યું. તે સમજતો હતો કે અંદર મનોરમા છે, પણ અંદર જતાં જોયું તો અંદર કોઇ જણાયું નહિં. તેણે દાસીને પૂછયુંઃ શું ઘરમાં બીજું કોઇ નથી?

દાસી—ના,

સ્યામમનોહર— એ લોક કયાં ગયાં છે?

દાસી—કોણ લોક?

શ્યામમનોહર—કોઇ સ્ત્રી...

દાસી—અહીં તો મારા વગર બીજું કોઇપણ રહેતું નથી.

શ્યામમનેહાર—એક નાનો છોકરો હતો ને?

દાસી—ના, અહીં તો કોઇજ નથી.

શ્યામમનોહરે હાંચકા પર બેસી કહ્યું: તો પછી એ લોકો કયાં ગયાં?

દાસી કાંઈક ચકિત થઇ બોલી, જી નહિં, અહિં તો કોઇ નથી રહેતું. પંડયાજી રહે છે અને હું રહું છું. અહીં એક મહીનાથી તો કોઇ યજમાન પણ આવ્યાં નથી.

શ્યામમનોહર સ્તબ્ધ થઇ જમીન તરફ જોઇ રહ્યો. તેના મનમાં જે વાતો ચાલી રહી હતી, તેને અંતર્યામી જ જાણે છે. બહુજ વાર પછી તેણે પૂછયું, તમે અહીં કેટલા વખતથી છો?

દાસી—લગભગ દોઢેક વરસથી.

શ્યામમનોહર—તો પણ તમે અહીં કોઇને જોયું નથી? એક ગોરી સ્ત્રી હતી, તેને એક છોકરૂં ધાવણું છે, તે સ્ત્રીને પણ તમે જોઇ નથી?

દાસી—જી નહિં, મેં તો કોઇને જોયુંજ નથી.

શ્યામમનોહર—તમે એ સ્ત્રી સંબંધી વાત પણ જાણતાં નથી?

દાસી—ના,

એ પછી શ્યામમનોહરે ફરી કોઇ વાત પૂછી નહિં. તે છાનાંમાના બેસી હરિશંકરની આવવાની વાટ જોવા લાગ્યો તેણે ધાર્યું કે, મનોરમા હવે આ સંસારમાં નથી. તથાપિ એ વાત તે સાંભળવા ઇચ્છતો હતો માટે ત્યાં બેઠો હતો.

બપોરે હરિશંકર ઘેર આવ્યો, પહેલાં તો શ્યામમનોહરને જોઇ

તે કાંઇક ચકિત થયો, પણ પાછો તેને ઓળખી બોલ્યો: શ્યામમનોહર ! આપ કયારના આવ્યા છો?

શ્યામમનોહરે કહ્યું. ઘણી વાર થઇ, એ લોકો કયાં છે?

હરિશંકર—એ લોકો—હાં, હાં, સમજ્યો,

શ્યામમનોહર ઉભો થયો; તેણે પૂછ્યું તે કયારે મરી ગઇ?

હરિશંકર—કોણ કયારે મરી ગઇ?

શ્યામમનોહરે શુષ્ક કંઠે પુછ્યું, એ કયારે મરી ગઇ!

હરિશંકરે કહ્યું; એ મરી ગઇ નથી, એતો ખુશીમાં છે.

શ્યામમનોહર-કયાં છે?

હરિશંકર—વિનોદકાકાને ત્યાં,

શ્યામમનોહર—એ કયાં રહે છે !

હરિશંકર—પેલી ગલીમાં છેક ખૂણામાં લીમડાનું ઝાડ છે તેની પાસે મકાન છે.

શ્યામમનોહર બેઠો તેણે થોડી વાર વિચાર કરી પછી શાંતિથી પૂછ્યું, એ અહીં કેમ નથી રહી!

હરિશંકરે મનમાં વિચાર કર્યો કે મેં કાંઇ ખરાબ કામ તો કર્યું નથી, વ્યર્થ શરમાવાની હવે શી જરૂર છે? તેણે સાહસ કરીને કહ્યું, આપ જેને આપના ઘરમાં જગ્યા ન આપો. તેને હું મારે ઘેર શી રીતે રાખી શકુ? મારે પણ ચાર માણસમાં રહેવું છે.

શ્યામમનોહર મનમાં સમજ્યો કે હરીશંકરનું કહેવું વ્યાજબી છે. તેણે કાંઇક વિચાર કરી પૂછ્યું; એ વિનોદ કાકાને ત્યાં શી રીતે ગઇ?

હરિશંકર—એ તેને જાતે તેડી ગયા હતા.

શ્યામમનોહર—એ કોણ છે?

હરિશંકર—એ કાશીમાં રહેતો એક દુઃખી બ્રાહ્મણ છે,

શ્યામમનોહર–મનોરમા તેને પહેલાંથી ઓળખતી હતી ?

હરિશંકર–હા, બહુજ સારી રીતે ઓળખતી હતી.

શ્યામમનોહર—એમની ઉમ્મર કેટલા વર્ષની છે ?

હરિશંકરે મનમાં કાંઇક હસતાં કહ્યું; હું ધારૂં છું કે સાઠેક વર્ષની તો હશે. એ મનોરમાને પુત્રીની માફક માને છે અને રાખે છે.

શ્યામમનોહર—ત્યાં બીજું કોણ રહે છે ?

હરિશંકર—ત્યાં એક દાસી છે, મનોરમા છે અને વિશુ છે.

શ્યામમનોહર—વિશુ કોણ ?

હરિશંકર—મનોરમાનો છોકરો,

શ્યામમનોહર ઉઠી ઉભો થયો અને બોલ્યો, ઠીક ત્યારે હવે હું જાઉં છું.

હરિશંકરે તેને રોકયો નહિં, તે ધીરે ધીરે બહાર નીકળી પેલી ગલીમાં ગયો. ગલી પુરી થઇ ત્યાં તેણે એક માણસને પૂછયું વિનોદ કાકા કયા ઘરમાં રહે છે ?

એ માણસે આંગળીથી ઇસારત કરી ઘર બતાવ્યું શ્યામમનોહર ત્યાં ગયો. ત્યાં બહાર તો કોઇ નહોતું, માત્ર ચોકમાં એક હ[illegible] અને સુન્દર નાનો બાળક થાળીમાં પાણી ભરી પોતાનું આખું શરીર તેથી પલાળી વચ્ચે વચ્ચે આનંદ અને સંતોષથી જોઇ રહ્યો હતો કે થાળીમાં પડેલો પડછાયો કેવી રીતે હાલ્યા કરે છે, અને તે જોઇ હસતો રમતો હતો. શ્યાંમમનોહરે એ બાળકને ખોળામાં લઇ ઘરમાં પ્રવેશ કર્યો, એ બાળકે આશ્ચર્ય કે ભયનું કાંઇ પણ ચિન્હ જણાવ્યું નહિં, જાણે કોઇ અજાણ્યા માણસ પાસે જવું એ તેને માટે કાંઈ નવી વાત નહોતી, તેણે શ્યામમનોહરના નાકપર પોતાનો નાનો સરખો કોમળ હાથ રાખી પૂછયું, તમે કોણ છો ?

સ્યામમનોહરે ઘણા જ સ્નેહથી તેના મ્હોંએ બચી કરી કહ્યું. હું બાબુજી છું,

વિશુ—બાબુજી ?

સ્યામમનોહર—હા, બાબુજી, તું કોણ છે?

વિશુ-હું તો બિસુ છું,

સ્યામમનોહરે પોતાનું ઘડીયાળ અને અછોડો કાઢી તેના ગળે પહેરાવ્યું, ગુંજામાંથી ચાકુ, પેન્શીલ, પાકીટ જે કાંઇ હતું તે સર્વ કહાડી તેના હાથમાં આપ્યું. પોતાના પુત્રને આપવા માટે હવે તેની પાસે કાંઇ રહ્યું નહોતું.

બહુ વસ્તુઓ એકી સાથે હાથમાં આવતાં વિશુ હર્ષ પામી બોલ્યોઃ—બાબુજી !

સ્યામમનોહરે તેનું નાનું સરખુ મુખ પોતાના મોં સાથે મેળવી કહયું બેટા !

એવામાં લખડાની માએ આવી આફત મચાવી મૂકી. તેણે એક એક ઘરમાં આવતાં જોયું કેઃ એક સાહેબ બહાદૂર ઘરમાં પેસી ગયા છે અને વિશુને ખોળામાં લઇ આમતેમ ફર્યા કરે છે. તે શ્વાસ રોકી રસોડામાં ગઇ. ઘરમાં વિનોદચન્દ્ર ન્હોતા. ઘણા દિવસે તે આજ વિશ્વનાથજીનાં દર્શન કરવા ગયા છે. થોડીવાર પહેલાં મનોરમા દર્શન કરીને આવી છે, અને રસોડામાં રસોઇ બનાવતી હતી. લખડાની માએ તેની પાસે જઇ હાંફતાં હાંફતાં કહ્યુંઃ માજી ?

મનોરમા—શું છે ?

લખડાની માએ હાંફતાં હાંફતાં કહ્યું; ઘરમાં કોઇ એક સાહેબ પેસી ગયો છે, વિશુને ખોળામાં લઇ ફર્યા કરે છે.

મનોરમાએ ચકિત થઇ પૂછયું. એ કોણ છે ?

મનોરમા જાતે ઉઠી બારણા આગળ આવી, ત્યાંથી જોયું પણ કોઇ ન જણાયું.

લખડાની માએ તેનો પાલવ ખેંચી કહયું; અરે તમે ત્યાં ન જાઓ બાબુજીને આવવા દો.

મનોરમાએ તેની વાત ન માની, તેને તેની ઉપર વિશ્વાસ જ ન આવ્યો. તેણે કાંઇક આગળ જઇ જોયું તો જણાયું કે લખડાની માએ જે કાંઇ કહયું હતું તે જુઠું નથી. તેણે જોયું તો સાહેબનો પોશાક પહેરેલો એક માણુસ ઘરમાં ફરે છે, અને અસ્ફુટ સ્વરે વિશ્વેશ્વર સાથે કાંઇક વાતો કરે છે તે હિંમતથી ખડકી પાસે ગઇ, જે એક વખતે જેનો પડછાયો જોઇ ઓળખી જતી હતી તેને આજે તે નજર સામે જોઇ કેમ ન ઓળખી શકે? તેણે જાણ્યું કે: આતો મારા પતિ સ્યામંમનોહર છે.

મનોરમા ઝટ તેની પાસે ગઇ, અને તેના પગે પડી પ્રણામ કરીને તેની સામે ઉભી રહી.

સ્યામમનોહરે કહ્યું: વ્હાલી !

---



## પ્રકરણ ૧૭ મું

### પતિ પત્નિ વાર્ત્તાલાપ-વિયોગના અંતે સંયોગ



હવે સ્વામી અને પત્ની વચ્ચે વાતો થવા લાગી. શ્યામમનોહરે કહ્યું: બહુ દુબળી થઇ ગઇ હો.

મનોરમા તેના મોં સામે જોઇ કાંઇક હસી. તે કહેવા ઇચ્છતી હતી કે એમાં આશ્ચર્યની શી વાત છે? હવે પાછો શ્યામમનોહર વિશુની સાથે વાતો કરવા લાગ્યો. મનોરમાએ તેના બુટની દોરો છોડી, એકે એકે કરી શરીર પરનો કોટ, ખમીસ આદિ કપડાં ઉતાર્યાં, તેણે પંખો નાંખ્યો અને રૂમાલ પલાળી તેનાથી તેના પગ લુંછ્યા. એ સર્વ કામ તેણે એવો રીતે કર્યું કે, જાણે તે તેનું નિત્ય કર્મ છે. તે રોજ એ સર્વ કામ કર્યા કરતી. આ જીવનમાં જેનાં દર્શનની તેને કદી આશાય નહોતી આજ એ અકસ્માત, આટલા દિવસ ઉપરાંત પોતાની મેળે જ આવી પહોંચ્યાં હતાં, કોણ જાણે કેટલાંય આંસુ પાડવાથી, કેટલાય નિસાસા નાંખવા છતાં ન બને તે આજે બન્યું, મનોરમાએ તો એવો ભાવ પ્રકટ કર્યો કે જાણે તેના સ્વામી રોજ આ પ્રકારે આવ્યા કરતા હોય આજ પણ એ રીતે આવ્યા છે. આજે જાણે આવવામાં મોડું થયું છે, બસ એ સિવાય કાંઇ પણ નથી.

સ્યામમનોહરનો વ્યવહાર તો કોઇ જુદી જ રીતનો હતો. તે વિશુની સાથેજ વધુ વાતો કરતો હતો, જાણે ઘરમાં કોઈ છે જ નહિં, વિશુની સાથે જાણે તેને બહુ જ સંબંધ હોય, આ નાના સરખા ઘરમાં વિશુ સિવાય જાણે બીજું કોઈ છે જ નહિં. એ સમજતો હતો કે વગર બોલાવ્યે હું અહીં આવ્યો છું, અને એ વાત છુપાવવા માટે તે મોં ફેરવી પોતાના પુત્રની સાથે વાતો કરવામાં જ રોકાયો છે.

મનોરમાએ કહ્યું: જાઓ બેટા રમો.

વિશુ ખાટલામાંથી નીચે ઉતરવા લાગ્યો. સ્યામમનોહરે નીચે ઉતાર્યો. પહેલાં તેણે પોતાની માને પ્રણામ કરતાં જોઇ હતી, એથી તે ઉતરીને પિતાના ચરણોમાં તેની માફક જ નમીને પ્રણામ કરીને ત્યાંથી નાઠો. સ્યામમનોહર તેનો હાથ ઝાલી પકડવા ઇચ્છા કરી પણ તેતો ત્યાંથી બહાર નીકળી ગયો

મનોરમાએ પોતાની છાતી સાથે હાથ રાખી કહ્યું, આપનું શરીર આમ કેમ જણાય છે, કેમ કંઇ તાવ બાવ આવતો હતો.

સ્યામમનોહર–ના, તાવ તો ન્હોતો આવતો.

મનોરમા-તો શું બહુ ચિંતા કરતા હતા?

સ્યામમનોહરે તેના મોં સામે જોઇ કહ્યું; હું સમજતું છું.

મનોરમાએ કાંઇ જવાબ ન આપ્યો, બીજી વાત કાઢી પછી કહ્યું; વખત થયો છે આપ સ્નાન કરી લ્યો.

સ્યામમનોહર-ઘરના માલિક કયાં છે?

મનોરમા—આજ એ વિશ્વનાથજીના મંદિરમાં પૂજા કરવા ગયા છે, હવે તો તે સંધ્યાકાળે આવશે.

સ્યામમનોહર–તું એમને શું કહી બોલાવે છે?

મનોરમા—હું તેમને હંમેશાં દાદાજી કહી બોલાવતી હતી, હાલ પણ એજ નામે બોલાવું છું.

સ્યામમનોહરે બીજું કાંઇ ન પૂછ્યું.

મનોરમા આપની સાથે કોણ આવ્યું છે!

સ્યામમનોહર—એ નોકર છે, એ લોકો મુસાફરી બંગલામાં ગયાછે.

મનોરમા—એમને અહીં લાવવાની આપની હિંમત નહિ ચાલી હોય!

સ્યામમનોહરે જવાબ ન આપ્યો.

સ્યામનોહર જમવા બેઠો ત્યારે તેણે પોતાના ભાણુામાં દુધની પુરીઓ જોઈ. તે જોઇ તેણે થાળી ખસેડી કહ્યું, આ શું છે! તું મારી મશ્કરી કરી રહી છું!

મનોરમાએ મલિન મુખથી કહયું, કેમ, નહિ ખાઓ?

સ્યામમનોહરે થોડીવાર મનોરમાના મોં સામે જોઇ કહયું, હું કદી બપોરે પુરી ખાઉં છું?

મનોરમા મનમાં ને મનમાં દુ:ખી થઇ ચુપ થઇ ગઇ.

સ્યામમનોહર-આજે તું પહેલવ્હેલી પીરસે છે, બપોરે હું શું ખાઉં છું એ પણ તું ભૂલી ગઇ લાગે છે.

મનોરમાની આંખમાં પાણી ભરાઇ આવ્યું. તે વિચાર કરતી હતી કે હવે એ દિવસો વીતી ગયા છે, ઘણા દૂર નીકળી ગયા છે, તેણે કહ્યું, આપ ભાત દાળ ખાશો? પણ...—

સ્યામમનોહ-પણ શું? શું નથી કર્યાં?

મનોરમા—ના. કર્યાં તો છે. હું રોજ બનાવું તો છું.

સ્યામમનોહર-ખીર પણ બનાવતી તો હતી ને?

મનોરમા કાંઇક શાંત થઈ પછી કહ્યું: પણ તમે મારા હાથની એંઠી રસોઈ જમશો?

સ્યામમનોહરે માથું હલાવી હા કહયું, હજુ સુધી એ ન્હોતો

સમજતો કે મનોરમા બીજી થઇ ગઇ છે, અથવા તેની બનાવેલી રસોઇ ખાઇ શકાય નહીં. પણ મનોરમાને આ વાતમાં એક પ્રકારની બહુજ શંકા હતી. પહેલાં તો તે બહુ વાર સુધી છાની માની બેસી રહી, પછી શ્યામમનોહરે ધીરેથી કહયું; શું તું મારી આંખોમાંથી આંસુ નીકળતાં નહિં જુએ ત્યાં સુધી તને તૃપ્તિ નહિં થાય ?

આ સાંભળી મનોરમા ઝટ ઉઠી અને બોલી, લ્યો ત્યારે હમણાંજ લાવું છું. આટલું કહી તે રસોડામાં ગઇ, ત્યાં જઇ તે ઘણી રડી, પછી તેણે આંસું લ્હોઇ પાણીથી મોં ધોયું, પણ આંસું ખળતાં નહોતાં તે આંસુ વ્હેતાં હતાં, કોઇ રીતે છાની રહી શકતી નહિં. વળી વિચાર આવ્યો કે સ્વામી ભૂખ્યા બેસી રહ્યા છે. એ સમજી તે થાળી લઇ ફરી તેની સામે આવી. અને ઘણા દિવસથી જે રીતે તેની પાસે બેસી યત્નપૂર્વક ભોજન કરાવતી હતી, આજે પણ એ પ્રકારે જ તે એમને ભોજન કરાવવા લાગી. જ્યારે તે જમી રહ્યા ત્યારે એંઠી થાળી હાથમાં લઇ ફરી તે સારી રીતે રડી લેવા માટે રસોડામાં ચાલીગઇ.

આ સમયે બે વાગી ગયા હતા. શ્યામમનોહર પાસે વિશ્વેશ્વર મઝાથી સૂઇ ગયો હતો, એવામાં મનોરમા ત્યાં આવી.

શ્યામમનોહરે પૂછ્યું: બધું કામ થઇ ગયું ?

મનોરમા–કામતો કોઇ એવું હતું જ નહિં, હા, દાદાજી હજુ સુધી આવ્યા નથી. એ પછી મનોરમાએ ઘરની વાત પૂછવા માંડી, પોતાના ઘરના એકેએક ખંડમાં એકેએક વસ્તુની,મામી,દાસીઓ, ગુમાસ્તા સખી હરિબા, પાડોશીઓ, જેટલા લોકો હતા તે બધાંની ખબર પૂછી. બંનેમાંથી કોઇના સમજવામાં એ વાત ન આવી કે મનોરમાને એ બધી વાતો જણાવાથી શું લાભ, કે એ બધી વાતો કરવાથી શ્યામમનોહરને શો લાભ ? છતાં મનોરમા આનંદથી પૂછતી હતી

અને શ્યામમનોહર ઉત્સાહથી જવાબ દેતો હતો, જાણે બન્ને ઘણા ગાઢ મિત્રો છે, જુદા પડી ગયા હતા. ફરી હવે મળ્યા છે, એમ લાગતું હતું.

સહસા મનોરમાએ પૂછયું; આપે આપનું લગ્ન કર્યું ?

જાણે આ વાત સાધારણ હસવાની થતી હતી.

શ્યામમનોહરે કહ્યું: પશ્ચિમમાં.

મનોરમા—વહુ કેવી આવી છે ?

શ્યામમનોહર—તારા જેવી.

આ વખતે મનોરમાને પોતાના હૃદયમાં એક પ્રકારના કષ્ટનો અનુભવ થયો. તે પોતે પોતાને સંભાળી શકી નહિં. બેઠી હતી, તે સુઇ ગઇ, તેના ચ્હેરાનો રંગ એકદમ ઉતરી ગયો.

શ્યામમનોહર ગભરાતો પલંગપરથી નીચે ઉતરી પડયો અને તેની પાસે જઇ હાથ પકડી તેને ઉઠાડવાનો યત્ન કરવા લાગ્યો. પણ મનોરમા બિલકુલ શિથિલ અને બેશુદ્ધ થઇ ગઇ હતી. શ્યામમનોહર તેના માથા પાસે બેઠો. તેનું માથું પોતાના ખોળામાં લઇ રડતાં રડતાં બોલાવવા લાગ્યો કે, વ્હાલી વ્હાલી! તને શું થઇ ગયું,

મનોરમાએ આંખો ઉઘાડી સ્વામીની સામે જોયું પછી આંખો બંધ કરી, તેના હોઠ કંપવા લાગ્યા, અને કોણ જાણે અસ્પષ્ટ સ્વરે તેણે શું કહ્યું.

શ્યામમનોહર ગભરાઇ ગયો, તેણે દાસીને બોલાવી લાવવાને કહ્યું: લખડાની મા પાસે જ હતી, તે તરત પાણી લઇ આવી, પણ તે ગભરાઇ નહિં. તેણે કહ્યું; બાઇજી, હમણાં થોડીવારમાં મૂર્છા વળી જશે એમને ઘણીવાર આવું થઇ આવે છે.

મનોરમાના મોં અને આંખોપર પાણી છાંટયું, પંખો કરવામાં આવ્યો, વિશુએ આવી તેના માથાના વાળ પકડી બુમ પાડી-મા-મા.

હવે મનોરમાને ભાન આવ્યું. તે શરમાઇ માથાપરનું લુંઘડું સંભાળી ઉઠી બેઠી થઇ. લખડાની મા ફરી તેનો કામ ધંધો કરવા ચાલી ગઇ, એ સમયે ભયને લીધે મનોરમાના ચ્હેરાપર શાહી ઢળી હોય તેવું થયું.

મનોરમા હસી પડી, તેણે ઘણા જ ક્ષીણ અને મધુર સ્વરે હસીને કહ્યું; કેમ, શું તું ડરી ગઈ હતી ?

સ્યામમનોહરની આંખમાં પાણી ભરાઇ આવ્યું હતું. હવે તેમાં-થી આંસું વેહેવા લાગ્યાં, તેણે આંસું લહોઇ નાંખી–કહ્યું, હું તો સમજ્યો હતો કે બસ અંત આવી ગયો.

મનોરમાએ મનમાં ને મનમાં વિચાર કર્યો કે, તમારા ખોળામાં મારૂં માથું હતું ભલા આ અભાગિણીના ભાગ્યમાં એવી સારી વાત કદી બની હતી ? તેણે પ્રકટ રૂપે કહ્યું; મને વચ્ચે વચ્ચે કોઇ કોઇ વાર આવું થઇ આવે છે.

સ્યામમનોહરે કહ્યું: હા, એ તો હું પણ જોઇ રહ્યો છું. પહેલાં તને આવું થતું નહિં, પણ હવે થાય છે.

પછી કેટલીકવાર સ્યામમનોહર ચુપચાપ બેસી રહ્યો, પછી તેણે પોતાના ગુંજામાંથી કુંચીઓનું ઝુમખું કાઢી મનોરમાની કેઢે ખોસી કહ્યું: લે, આ તારી કુંચીઓનું ઝુમખું. તું મને જેવી રીતે સોંપીને આવી હતી, તેવી રીતે હું એ આજ તને પાછું આપું છું. તે બરોબર જોઇ લે. એ જોતાં ચાવીઓનો કદી ઉપયોગ કર્યો હોય એવુ તને જણાય છે?

મનોરમાએ જોયું જે ચાવીઓનું ઝુમખું તેને બહુજ પ્રિય હતું, તે કાટ લાગવાથી બિલકુલ મેલું થઇ ગયું છે, તેણે ઝુમખું હાથમાં લઇ કહ્યું; તમે આ ઝુમખું વહુને કેમ ન આપ્યું ?

શ્યામમનોહરના સુકાયલા અને મલિન મુખપર સહસા અકૃત્રિમ હસવું આવી ગયું, તેની બંને આંખો અસીમ સ્નેહને લીધે ચંચળ થઇ આવી, તો પણ તેણે પોતાનું મુખ હાસ્કું રાખીને કહયું; તને તો આપ્યું છે.

મનોરમાના સમજવામાં આ વાત ખરેખર ન આવી, થોડીવાર સુધી સ્વામીના મુખ તરફ સંશયની નજરે જોઇ તેણે કોમળ સ્વરે કહ્યું–હું તો નવી વહુની વાત કરી રહી છું. તમારી જે બીજી સ્ત્રી લગ્ન કરીને આવી છે, તેને તમે આ ઝુમખું કેમ ન આપ્યું ?

હવે શ્યામમનોહરથી રહેવાયું નહિં. તેણે સહસા બંને હાથે મનોરમાને ખેંચી તેને પોતાની છાતી સાથે ચાંપી અને કહયું, વ્હાલી એને તો આપ્યું છે. મારે બે સ્ત્રિયો નથી, એકજ છે. પણ મારી એ સ્ત્રી કદી જુની થતી નથી. સદા નવીજ રહે છે. પહેલાં જ્યારે હું તેને આ કાશીમાંથી વિશ્વનાથજીની પ્રસાદી માફક મારા હૃદય સાથે લગાવી લઇ ગયો હતો એ દિવસે પણ તે નવી હતી. અને આજ પણ જ્યારે હું વિશ્વનાથજીના ચરણોમાંથી તેને લઇ જવા આવ્યો છું, ત્યારે પણ તે તેજ પ્રકારે નવી છે.

સંધ્યાકાળે દીવો સળગાવી, પુત્રને ખોળામાં લઇ મનોરમા પોતાના સ્વામીનાં ચરણો પાસે આવી બેઠી અને બોલી—દાદાજીને મળ્યા વગર આપનાથી હવે અહીંથી નહિં જવાય, આજ રાત્રે તમારે અહીં રહેવું જ પડશે.

શ્યામમનોહરે કહ્યું; મને પણ એમ જ લાગે છે, આજે હું અહીંથી નહિં જઇ શકું એમ મને લાગે છે.

મનોરમા ઘણાજ ભયથી એક વાત કહેવાની ઇચ્છા કરતી હતી, પણ શરમને લીધે તે કહી શકતી ન્હોતી. એ વાત કહેવા માટે તેને

હજુ સુધી વખત મળ્યો નહોતો, હવે તેણે કહ્યું; હવે આપનાથી શરમ શી........

શ્યામમનોહર આ વખતે મનોરમાના મોં સામે જોઇ રહ્યો મનોરમાએ કહ્યું, મેં વિચાર કર્યો હતો કે હું તમને એક પત્ર લખું.

શ્યામમનોહરે કહ્યું—લખવો હતોને મેં તો તને કદી ના કહ્યું ન્હોતું.

મનોરમાએ કાંઇક વિચાર કરી કહ્યું; મને ભય લાગતો હતો કે કદાચ તમે નારાજ થાઓ તો! હવે ફરી તમે કયારે આવશો!

શ્યામમનોહર-જ્યારે તું કહીશ ત્યારે આવીશ.

મનોરમાએ પહેલાં તો મનમાં વિચાર્યું કે આ વખતે જ એ વાત કહી દઇશ પણ તરત જ તેણે ફરી વિચાર કર્યો કે મનુષ્યના શરીરનું કાંઇ ઠેકાણું નથી. તેણે એ પણ વિચાર કર્યો કે: જો હું હમણાં નહિં કહું તો પછી એ વાત રહી જશે. સંભવ છે કે શ્યામ મનોહર ફરી આવશે, પણ સાથે કદચ તેના આવતા સુધીમાં મારૂં શરીર બળીને રાખ થઇ જાય, અને તે રાખ કયાંની કયાં ઉડી જાય એ વિચાર કરી ફરી તેણે કહ્યું, તમારી આગળ મને કાંઇ પણ શરમ નથી.

શ્યામમનોહર-એ તો મેં સાંભળ્યું હવે આગળ તારે જે કહેવું હોય તે કહેજે.

મનોરમાએ કેટલીવાર સુધી શાંત રહી કહ્યું: હવે હું જીવવા નથી ઇચ્છતી. આવી રીતે જીવવું હવે મને સારૂં નથી લાગતું.

શ્યામમનોહરે વિચાર કર્યો કે આ વાત કાંઇ હસવાની જણાતી નથી. તેના સામે તેણે સારી રીતે જોયું, મનોરમાના ચ્હેરાનો રંગ

ફીકો પડી ગયો હતો, તેણે ભયભીત થઇ પૂછ્યું; મનોરમા, તને કોઈ ભારે રોગ તો થયો નથી ને?

મનોરમાએ સ્હેજ હસીને કહ્યું, એ તો હું કહી શકતી નથી, પણ હા, વચમાં વચમાં મારા કાળજામાં બહુ દરદ થઇ આવે છે.

શ્યામમનોહર–અને આ મૂર્છા!

મનોરમા–નારે, એની તો કાંઇ હરકત નથી.

શ્યામમનોહરે મનમાં ને મનમાં વિચાર કર્યો કે: આજ સુધીમાં જે થવા કાળ હતું તે થઇ ગયું. હવે હું મારૂં સર્વસ્વ ખર્ચીને તને સારી કરીશ.

મનોરમાએ કહ્યું,–હું તમારી પાસે એક ભિક્ષા માગું છું.

શ્યામમનોહ–શું માગે છે?

મનોરમા–હું મારે માટે તો કાંઇ ઇચ્છતી નથી. બસ એ ઇચ્છું છું કે જે વખતે તમે મારા મૃત્યુના સમાચાર સાંભળો એ સમયે...

આટલું કહી મનોરમાએ પુત્રને શ્યામમનોહરના પગની પાસે મૂકી અને ફરી કહ્યું કે: એ સમયે તમારે એકવાર અહીં આવીને આ છોકરાને લઇ જવો......

શ્યામમનોહરે તરતજ વિશ્વેશ્વરને ખોળામાં લઇ તેના મોંએ બચ્ચી કરી લીધી.

એવામાં બહારથી વિનોદચન્દ્રે બુમ પાડી કે–બેટા વિશુ?

વિશ્વેશ્વર ઝટ પિતાના ખોળામાંથી ઉતરી પડી દોડતો જઇ બોલ્યો—દાદાજી આવ્યા.

મનોરમાએ કહ્યું: લ્યો દાદાજી પણ આવી ગયા.

થોડીવારમાં વિનોદચંદ્ર વિશ્વેશ્વરને તેડી લઇ આંગણામાં

આવ્યા. તેણે પહેલાં કદી શ્યામમનોહરને જોયો નહોતો, અને જોયો હોત તોપણ અત્યારે કદાચ ઓળખી શકત નહિં. એથી એ માત્ર તેની તરફ જોઈ રહ્યો. વિશુએ કહ્યું; દાદાજી. એ તો બાપુજી છે.

શ્યામમનોહરે એ વખતે ઉભા થઇ વિનોદકાકાને પ્રણામ કર્યા વિનોદચન્દ્રે કહ્યુ બેસો બેટા, બેસો.

---



## પ્રકરણ ૧૮ મું.

## વિદાયગીરી



પરંતુ જ્યારે શ્યામમનોહરે વૃદ્ધ વિનોદચંદ્રને કહ્યું: હું એ લોકોને મારી સાથે લઇ જવાનો છું, એ સમયે વિનોદચંદ્રના કાળજામાં જાણે સેંકડો દુઃખો એકી સાથે છુટવાનો શબ્દ થયો. તેમણે જે કાંઇ કહ્યું તેનો શબ્દ તેના કાન સુધી ન પહોંચ્યો પરંતુ શ્યામમનોહરના સાંભળવામાં આવ્યું કે અસ્ફુટ સ્વરમાં રડતાં રડતાં બહુજ દુરથી કોઇએ કહ્યું કે. એથી વધુ બીજી કઇ વાત ?

મનોરમાએ પણ એ સાંભળી પ્રસન્નતા પ્રકટ ન કરી. તેની બંન્ને આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. તેણે સ્વામીનાં ચરણોમાં માથું મૂકી કહ્યું; આપના પગની રજ આપીને આ હતભાગિનીને અહિં રહેવા દો, મને આપ સાથે ન લઇ જાઓ.

શ્યામમનોરમા—કેમ ?

મનોરમા કોઇ ઉત્તર ન આપી શકી, તે રડી પડી, રહી રહીને તેની આંખો સામે વૃદ્ધ વિનોદચંદ્રનું દયામણું મોં જણાવા લાગ્યું.

શ્યામમનોહરે કેટલીકવાર શાંત રહી પછી કહ્યું; હું તને તેડવા આવ્યો છું. તો પણ તારી ઇચ્છા ન હોવા છતાં પણ કાંઇ નહિં

બની શકે, પણ હું વિશુને અહીં મુકી ત્યાં રહી શકીશ નહિં.

મનોરમાએ જોયું કે હવે જવાબ આપવાનું રહ્યું નથી.

બીજે દિવસે સવારે વિનોદચંદ્ર રોજની માફક વિશ્વેશ્વરને તેડી લઇ શેતરંજની પોટલી હાથમાં લઇ શંભુપ્રસાદને ઘેર ગયા તેણે તેમને બોલાવી કહ્યું; શંભુલાલ આજે મારે માટે તો મહા આનંદનો દિવસ છે. આજ વિશુ તેને ઘેર જવાનો છે, હવે એ મોટો થઇ ગયો છે, એથી હું હવે તેને મારા નાના સરખા ઘરમાં રાખી શકું એમ નથી,

શંભુલાલ પણ એ સાંભળી રાજી થયા.

વિનોચંન્દ્રે શેતરંજ પાથરી તે ઉપર મોહરાં ગોઠવી કહ્યું, આવો જરા મારી સામે બેસો, આજ તમને હું હરાવીશ.

પરંતુ રમત શરૂ થતાંજ એક એક કરીને વિનોદચન્દ્રનાં સર્વ મોહરાં મરવા લાગ્યાં. જયારે હાથી ચાલવા ઇચ્છતો ત્યારે ઈંટ બેસતું હતું અને ઉંટ ચાલવા ઇચ્છતું ત્યારે હાથી ચાલતો. એ પ્રકારે રમતમાં ગડબડ મચી રહી, શંભુલાલે કહ્યું. આજ આપનું મન ઠેકાણે નથી માટે આમ થાય છે.

એક બાજી હારતાં વિનોદચન્દ્ર બીજી બાજી પણ હારી ગયા. એટલે રમત પૂરી કરતાં શેતરંજની પોટલી બાંધવા લાગ્યા, પણ લાલ વજીર તેણે ન બાંધ્યો. એ વજીર તેણે વિશુના હાથમાં આપી કહ્યું, લે બેટા, આ વજીર હું તને આપું છુ હવે હું તારી પાસે એને કદી નહિં માગું રસ્તામાં જતાં જે કોઇ મળતું તેને તે આ ખુશ ખબર કહેતા જતા હતા.

વૃદ્ધ વિનોદચંન્દ્ર આજ બધા કાર્યોમાં બહુ ઉત્સાહ બતાવે છે. કામ કરતાં કરતાં પણ ઘણી વાતો ભૂલી જાય છે. શેત્રંજના ખેલની માફક તે સર્વ કામમાં ઘણો ભૂલી જાય છે. જેમ જેમ દિવસ આથ-

અવા આવ્યો તેમ તેમ વધુ ભૂલો થવા લાગી, એમની એમ ભૂલો થતાં મનોરમાની આંખમાંથી આંસુ આવી જતાં. છતાં વૃદ્ધના ચ્હેરા પર જે ઉત્સાહ હતો, તે ઓછો થયો નહિં. મનોરમા તેના પગે પડી રડવા લાગી, ત્યારે પણ તે આંસુ રોકી હસતાં હસતાં આશિર્વાદ દેવા લાગ્યા અને બોલ્યા. ના, બેટા રડ નહિં, આ ડોસાના આશિર્વાદથી તું રાણી થશે. હવે ફરી જો તારે કદી કાશીએ આવવું થાય તો આ કોટડી ભૂલી તારે બીજે કંઈ ઉતરવું નહિ.

મનોરમા વધુ રડવા લાગી, તેના મનમાં રહી રહીને એ દિવસની વાતો યાદ આવતી હતી કે જે દિવસે તે નિરાશ્રિત, અને ભિખારણ થઇ કાશીમાં આવી હતી, અને આજ !

વિનોદચંન્દ્રે કહ્યું: બેટી, હવે મારે જીવવું પણ કેટલા દિવસ છે પણ મનમાંને મનમાં તેણે વિચાર કર્યો કે, હવે તો મારૂં તેડુંજ આવવાનું. આટલા દિવસો બાદ હવે તપ્ત પ્રાણોને શીતલ થવાનો ઉપાય જડયો છે.

મનોરમાએ આંસુ વ્હોતાં આકુલ ભાવથી કહ્યું: મારી દયા એ આયા નથી.

વિનોદચંન્દ્રે કહ્યું ના બેટી, એમ ન કહે, મેં તને સારી રીતે ઓળખી લીધી છે.

રાતના દસ વાગ્યા, સર્વ લોક સ્ટેશને ગયા. ગાડીનો સમય પણ હવે થવા આવ્યો છે.

વિશ્વેશ્વર સુઇ ગયો હતો. પણ લાલ વજીર તેણે અત્યારે પણ પોતાની છાતી સરસો રાખ્યો હતો. વૃદ્ધ વિનોદચંન્દ્રે તેને જગાડયો તરત સુઇ ઉઠવાથી તે રડવા લાગ્યો, પણ જ્યારે વિનોદચંન્દ્રે તેના મોંની પાસે પોતાનું મોં રાખી કહ્યું કે:-બેટા, વિશુ ! ત્યારે એ હસી પડયો અને બોલ્યો દાદાજી !

વિનોદચંદ્ર-બેટા, તું ક્યાં જાય છે?

વિશુએ કહ્યું: જાઉં છું. ફરી પેલો લાલ વજીર બતાવી કહ્યું: વજીલ!

વિનોદચંદ્રે કહ્યું: જોજે બેટા, એ વજીર કંઇ ખોઇ ન દેતો.

હાથીદાંતના બનેલા એ લાલ વજીરને માટે વિનોદચંદ્રે વિશુને કંઇ વાર સતર્ક કરી દીધો હતો. તેણે ફરી માથું હલાવી કહ્યું: ના દાદાજી!

જ્યારે ગાડી આવી, ત્યારે મનોરમાએ ફરી વિનોદચંદ્રનાં ચરણોની રજ માથે મૂકી અને પછી ગાડીમાં બેઠી. વૃદ્ધના અંતરનો આશિર્વાદ કંપતા હોઠોમાંથી બહારજ ન નીકળ્યો. અંદરજ રહી ગયો.

બેટા વિશુ!

વિશુએ પણ એજ પ્રકારે કહ્યું: હાં, દાદાજી?

વિનોદ-વજીર!

વિશુએ વજીરને જોઇ હસતાં હસતાં કહ્યું. હાં, દાદાજી, વજીર.

વિનોદચંદ્ર-જોજે બેટા એને ખોઇશ નહિં.

વિશુ-ના દાદાજી!

હવે વૃદ્ધનાં સુકાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં, જ્યારે ગાડી ચાલવા લાગી ત્યારે તેણે બારણામાં મોં ઘાલી મનોરમાને કહ્યું: ઠીક તો બેટી, હવે હું જાઉં છું. ફરી એકવાર જોરથી બોલાવ્યો, બેટા વિશુ!

પણ ગાડીના ખડખડાટ અને લોકોના શોરબકોરથી વિશ્વેશ્વરે તે સાંભળ્યું નહીં. જયાંસુધી ગાડીના જવાનો અવાજ સંભળાયો ત્યાં સુધી વિનોદચંદ્ર પોતાની જગ્યાએથી એક પગલું પણ આગળ ખસ્યા નહિં. પછી તે ધીરે ધીરે ઘેર ગયા.

---



## પ્રકરણ ૧૯ મું.

### મનોરમા કે રાજ રાજેશ્વરી:-આનંદોત્સવ.



શ્યામ મનોહરને જે કાંઈ થોડો ઘણો ભય હતો તે ભય ઘેર પહોંચતાં જ કાકા મૂળશંકરની વાતોથી જતો રહ્યો. તેણે કહ્યું, બેટા, પ્રાયશ્ચિતતો પાપને માટે કરવામાં આવે છે. વહૂએ કોઇ પાપ તો કર્યું નથી પછી તેને પ્રાયશ્ચિત કરવાની શી જરૂર છે ? જ્યારે એણે કાંઇ પાપ જ નથી કર્યું તો પછી વ્યર્થ પ્રાયશ્ચિતની વાત છેડી તમે એનું અપમાન ન કરો.

મૂળશંકરના મુખમાંથી આ બિલકુલ નવી વાત નીકળી હતી. શ્યામમનોહર આશ્ચર્ય ભરી દૃષ્ટિથી તેની સામે જોઇ રહ્યો. મૂળશંકરે ફરીથી કહ્યું: હું તો એ જોતો જોતો ઘરડો થઇ ગયો. કાંઇને કાંઇ દોષ, કાંઇને કાંઇ શરમની વાત દરેક ઘરમાં હોય છે જ. મનુષ્યને પોતાના દીર્ઘજીવનમાં બહુ વધુ ચાલવું પડે છે, આ વિસ્તૃત માર્ગમાં કંઇ કાદવ હોય છે, કંઇ લપસણું હોય છે, કંઇ ઉંચું નીચું પણ હોય છે. એથી લોકોના પગ ખસી જાય છે, પણ આ સંસારમાં કોઇ પોતાની વાત કહેતું નથી. સર્વ લોક બીજાનીજ વાતો કરે છે.

લોક જે બીજાના દોષની બીજાને શરમની વાતો ખુમો પાડીને કથા કરે છે. તે માત્ર પોતાના દોષો છુપાવાનું કહે છે તે એમ સમજે છે કે બીજાની લઢવાડ ઝગડામાં આપણી શરમની વાત દબાઇ જશે.

મૂળશંકરની આ સર્વ વાતો શ્યામમનોહર શાંત થઇ સાંભળતો હતો. મૂળશંકરે થોડી વારે વળી કહેવા માંડ્યુંઃ હું તો હવે એક નવી વાત શીખ્યો છું. હું એ શીખ્યો છું કે પારકાને આપણો પણ કરી શકાય છે અને પારકો પણ કરી શકાય છે. પણ જે આપણો છે, તેને કદી કોઇ પારકો કરી શકે છે ? આટલા દિવસ સુધી હું આંધળો હતો, પણ વિશુએ આજે મારી આંખો ઉઘાડી છે. તેના પુણ્યથી સર્વ પવિત્ર થઇ ગયું છે. આજે બારસ છે. પૂનમને રોજ મેં આખા ગામને તારે ત્યાં જમવા નોતરાં દેવરાવ્યાં છે. પહેલાં મારા ભાઇ હતા તે બધું કામકાજ કરતા. હું તો આજસુધી કશુંજ કરતો નહિં. એથી હું વિચાર કરૂં છું કે વિશુને તે દિવસે ફરીથી અન્નપ્રાશનની ક્રિયા કરાવીશું.

શ્યામમનોહર—પરંતુ સમાજ ?

મૂળશંકરે હસતાં હસતાં કહ્યુંઃ સમાજમાં આપણે છીએ. સમાજમાં તું છે. ત્યાં કોઇ બીજું નથી, જેની પાસે ધન છે, તે સમાજનો આગેવાન છે. જો હું ચાહું તો તારી જાત બગાડી દઉં, અને જો તું ચાહું તો મારી જાતિ બગાડી શકે. તારે સમાજની—નાતની ચિંતા કરવાની કાંઇ જરૂર નથી. મેં આજ સુધીમાં તને એક વાત નથી કરી, પણ આજ કહું છું. કદાચ હું તને આ વાત કદી ન કહેત, પણ હવે હું ધારૂં છું કે જો હાલ હું તને એ વાત કહું તો કાંઇ હાનિ નથી. તને સોમનારાયણની વાત યાદ છે.

શ્યામમનોહર—હા, હરિશંકર પંડ્યાના કાગળમાં મેં એ વાત વાંચી હતી.

મૂળશંકર—જો આપણા પરિવારમાં શરમની કોઇ વાત હતી, તો તેને માત્ર એજ સાબિત કરી શકત. પણ હવે તે કોઇ વાત કોઇ રીતે પ્રકટ કરી શકે એમ નથી. મેં તેને જેલમાં મોકલાવી દીધો હતો. હાલમાં તો તે જેલમાંથી છુટીને કોણ જાણે ક્યાંય ચાલ્યો ગયો છે અને હવે તે કદી પણ અહીં આવવાનું નામ પણ નહિં દે.

એ પછી મૂળશંકરે સોમનારાયણની આદિથી અંત સુધીની સર્વ હકીકત શ્યામમનોહરને કહી. બધી વાતો સાંભળી શ્યામમનોહરની આંખમાં પાણી ભરાઇ આવ્યું.

એ ઉપરાંત પૂનમના રોજ સર્વ લોકોને જમવાનું થયું. ગામ ભરમાં કોઇએ કાંઇ વાત ન કરી. મૂળશંકરનો વ્યહવાર જોઇ સવ લોકોના મનમાં એ વિશ્વાસ બેઠો કે જુઠી વાત ઉરાડી હતી. એ પણ જમીનદારની એક બાજી હતી.

મહાલક્ષ્મીએ પોતે જુદી રસોઇ કરી હતી. હવે તે લોકો આ ગામમાં નહીં રહે, પોતાને ગામ જશે. મહાલક્ષ્મીએ કહ્યું: પ્રાણ જાય તો ભલે, પણ હું મારો ધર્મ કોઇપણ પ્રકારે છોડીશ નહિં.

શ્યામમનોહરે એ લોકોને પચાસને બદલે સો રૂપિયા મહિને આપવાનું મંજુર કર્યું

જ્યારે ઉત્સવ સમાપ્ત થયો, નાચ ગાન બંધ થઇ ગયું, ત્યારે તે બહુ રાત વીતતાં શ્યામમનોહરે ઘેર આવી જોયું તો માથાથી પગ સુધી અલંકારોથી સજ્જ થયેલી રાજરાજેશ્વરી સમાન મનોરમા ખોળામાં ઊંઘેલા વિશુને સુવાડી જાગતી પોતાના પતિને આવવાની રાહ જોતી બેઠી છે, તેણે કહ્યું; આજે પૂનમ હતી? શ્યામમનોહરે કહ્યું, હેં! મનોરમા હસી પડી અને કહ્યું: સખી આજે આવી હતી અને આ બધું તેના આગ્રહથી પહેર્યું છે.

---



## પ્રકરણ ૨૦ મું

## વિનોદચન્દ્રની અંતિમ ગતિ



રાત્રે ધીમે ધીમે ચાલતા વૃદ્ધ વિનોદચંદ્ર ઘેર આવ્યા, તુલસીચારા ઉપર હજુ સુધી દીવો સળગતો હતો. તો પણ તેમને ચારે તરફ ભીષણ અંધકાર જણાતો હતો. હજુ સુધી તો ત્યાં સર્વ લોકો હતા. પણ હવે કોઇ નહોતું, માત્ર એક માટીના કોડીયામાં દીવો સળગતો હતો. તેનું આયુષ્ય પણ પૂરૂં થવા આવ્યું છે. હવે તે બિલકુલ હોલાઇ જવાનો જ હતો. મનોરમા એ દીવો પોતાને હાથે સળગાવીને ગઇ હતી.

વિનોદચંદ્ર આવી પલંગ પર સુઇ ગયા. નેત્રોમાં નીંદ્રા આવવા લાગી, પણ ફરી વચ્ચે વચ્ચે તેમને એવું જણાયું કે કોઇ બોલાવે છે. "દાદાજી !" તેમણે સ્વપ્નમાં જોયું કે જાણે રાજા ભરત તેમની છાતી પર મૃત્યુ શય્યા બીછાવી પોતાના ક્ષીણ હોઠ કંપાવી કહે છે કે આવો સુઇ જાઓ, સુઇ જાઓ. સવાર થતાંજ વિનોદચંદ્ર પલંગ પરથી ઉઠી બેઠા થયા પછી બહાર આવી તેમણે હંમેશના અભ્યાસ અનુસાર

બુમ પાડી કે "વિશુ" ફરી પાછળથી તેમને યાદ આવ્યું કે: વિશુ અહીં નથી તેને ઘેર ચાલ્યો ગયો છે.

હાથમાં શેત્રંજની પોટલી લઇ તે શંભુપ્રસાદને ઘેર ચાલ્યા, ત્યાં જઇ તેમણે શંભુપ્રસાદને બોલાવી કહ્યું કે: " મારો વિશુ તો ચાલ્યો ગયો. "

વિશુ ઉપર બધાનો પ્રેમ હતો, તેથી શંભુપ્રસાદ પણ દુ:ખી થયા. જ્યારે શેત્રંજ પાથરી તે ઉપર સર્વ મોહરાં ગોઠવી દીધાં. ત્યારે શંભુપ્રસાદે પૂછયું કે: પેલો લાલ વજીર, શું થયું ?

વિનોદચંન્દ્રે લાંબો શ્વાસ લઇ કહ્યું: હાં, એ વજીર, એ વિશુ લેતો ગયો છે. એ લાલ વજીરને બહુ ચાહતો હતો, બાળક હતો, કોઇ રીતે માનતો જ નહોતો, વિનોદચંદ્રને કહેતાં શરમ આવતી હતી કે મેં મારી ઇચ્છાથી એ વજીર વિશુને આપી મહોરાં ખંડિત કર્યાં છે.

શંભુપ્રસાદ–તો પછી બીજાં મહોરાં કાઢું ?

વિનોદચંદ્ર–હા, કાઢો.

રમતમાં વિનોદકાકા હારી ગયા. શંભુપ્રસાદ કદી પણ એમને હરાવી શકતા નહોતા, આજે વિનોદચંદ્રના હારવાનું કારણ તે સમજી ગયા. તેમણે કહ્યું: એ તો વિશુ તમારો ઇલમ પોતાની સાથે લઇ ગયો.

વિનોદચંદ્ર હોઠમાં સ્હેજ હસ્યો. તેણે કહ્યું: ચાલો એકાદ બાજી ફરી રમીએ.

શંભુપ્રસાદ–હા, સારી વાત છે.

રમતની વચમાં વિનોદચંદ્ર બોલી ઉઠયા, વિશુ !

શંભુપ્રસાદ હસી પડયો. તેણે કહ્યું; અહીં તો રમત છે, વિશુ ક્યાં છે? બન્ને જણ હસી પડયા.

શંભુપ્રસાદે સોકટી મારી કહ્યું; લ્યો આ વખત તો તમારાં બે મોહરાં ગયાં. આ પછી રમત પુગી થઈ. શંભુપ્રસાદ જીત્યા. પણ આનંદ ન થયો. તેમણે કહ્યું: હવે બીજે દિવસે રમત થશે.

વિનોદચન્દ્રને પાછા આવતાં બપોરે થયા. તે વિચાર કરતા કે હવે તો વિશુ છે નહિં. પછી કેમ ઉતાવળ કરવી?

ઘેર આવી જુએ છે તો લખડાની મા એકલી બેડી છે રસોડામાં

રસોઇની તૈયારી કરી રહી છે. આજે તેમને હાથે રસોઈ બનાવવી પડશે, હાથથી થાળી પીરસવી પડશે અને એકલા બેસી ભોજન કરવું પડશે. હવે જેવી રીતે જીવ ચાહશે તેવી રીતે ભોજન કરીશું. કાંઇ ઉતાવળતો છે નહિં. તેણે રસોડામાં જઇ જોયું તો એક મુઠી ચોખા છે, થોડી દાળ છે, થોડાં પરવળ છે. તેની આંખોમાં પાણી ભરાઇ આવ્યું. આજથી બે વરસ પહેલાંની વાત યાદ આવી ગઈ. એ સમયે પણ આ પ્રકારે માત્ર પોતાને માટે જ પોતાને રસોઇ બનાવવી પડતી. લખડાની મા પહેલાં રસોઇની સર્વ સામગ્રી તૈયાર કરી દેતી. તે વખતે વિશુ આવ્યો ન્હોતો અને આવીને ચાલ્યો ગયો પણ ન્હોતો.

ઝાડની નીચે વિશ્વેશ્વરને રમવા માટે જે નાનું સરખું મકાન બંધાવ્યું હતું તે હજુ સુધી જેમનું તેમ હતું. તેમાં હાથ પગ ભાગેલી માટીની એકાદ બે પુતળાઓ, એક ભાગલી વાંસળી પડી હતી. વિનોદ ચંદ્ર એ સર્વ વસ્તુઓ બાળકની માફક ઉઠાવી લાવ્યો અને તેને પોતાના સુવાના ખંડમાં મૂકી દીધી.

હવે તે બપોરના રોજ ગંગારામ પંડ્યા સાથે શેત્રંજ રમવા બેસતા. સંધ્યાકાળે મુકુન્દરાયને ત્યાં રમવા જતા. પણ હવે પહેલાંની માફક તે બાજી જીતતા ન્હોતા. જેને તેમણે રમવા શીખવાડયા હતા

તેઓ અત્યારે હોંશિયાર થયા હતા. તેને પહેલાં માફક રમવાનો શોખ તો હતો પણ તે હવે બરોબર રમી શકતા નહિં. રમતાં તે ભૂલી પણ જતા. શંભુપ્રસાદ હાલ તેમનું સન્માન કરતા હતા.

વિનોદચંન્દ્રને ઘેર પણ હવે બહુ ગડબડ થઇ રહેતી. લખડાની મા પણ હવે પહેલાંની માફક બગડી ગઇ હતી, એક બે દિવસે તો તે રડતી જ હતી, તે કહેતી કેઃ બાપુજી, હવે તો તમે ન્હાવું ધોવું, ખાવું પીવું સર્વ છોડી દીધું છે.આપ જરા તકતામાં આપનું મ્હોં તો જુઓ.

વિનોદચંદ્ર હસીને કહેતા કેઃ હવે તો હું રસોઇ બનાવવાનું બિલકુલ ભૂલી ગયો છું, હવે તો મને દેવતા પાડતાં પણ આવડતો નથી.

લખડાની મા વિનોદકાકાને ત્યાં જુની દાસી હતી તે લડી ઝઘડીને પણ રોજ રસોઇ કરાવતી. એમ કરતાં મહિનો વીતી. ગયો.

એ પછી ત્રણ ચાર દિવસ સુધી કોઇએ જોયા નહિં. એટલે શંભુપ્રસાદ ખબર કાઢવા આવ્યા અને પૂછયું કે; વિનોદકાકા છે ?

લખડાની માએ કહ્યું: બાબુજીને તો તાવ આવે છે.

શંભુપ્રસાદ ઘરમાં જઇ વિનોદચંન્દ્રની પથારી પર બેસી પૂછવા લગ્યા કે બાબુ, આપને તાવ કયારનો આવે છે ?

વિનોદચન્દ્રે હસતાં હસતાં કહ્યું: હા ભાઇ હવે મારૂં તેડું આવી પહોંચ્યું છે જેથી હું ધીરે ધીરે જવાની તૈયારી કરૂં છું.

શંભુપ્રસાદ—રામ, રામ ? આપ આવી વાતો શું કરો છો, બે ચાર દિવસમાં તો આપ સારા થઇ જશો.

વિનોદચન્દ્ર—હવે આ ઉમ્મરે આરામ થાય નહિં, હવે તો જવું જ પડશે.

શંભુપ્રસાદ-વૈદરાજને બોલાવ્યા હતા?

વિનોદચન્દ્રે હસીને કહ્યું, આ અઠ્ઠાવન વરસની ઉમ્મરે વૈદ્યરાજ આવીને શું કરશે ?

શંભુપ્રસાદ—અઠાવન વરસની ઉમ્મર એ કાંઇ ઉમ્મર કહેવાય ! લોકો એથી પણ ઘણા વરસ સુધી જીવે છે.

વિનોદચંન્દ્રે આ વાતનો કશો ઉત્તર ન આપતાં કહ્યું, સારી વાત મિશ્રજી, મારા વિશુએ કાગળ લખ્યો છે; લખડાની મા જરા બારણું ઉઘાડ કે શંભુપ્રસાદને કાગળ વાંચી સંભળાવીએ.

એટલું કહી વિનોદચંન્દ ઉંશીકા તળેથી પત્ર કહાડયો. એ પત્ર શંભુપ્રસાદે વાંચ્યો. રાત્રે શંભુપ્રસાદ વૈદ્યરાજને બોલાવી લાવ્યા. વૈદ્યરાજ વિનોદકાકાને ઓળખતા હતા. તેમને વિનોદચન્દ્રે કહયું. વૈદ્યરાજ, બેટાએ કાગળ લખી મોકલ્યો છે, હું તેને વાંચું છું આપ જરા એ સાંભળી લ્યો.

વૈદ્યરાજે પૂછ્યું; એ કોનો પત્ર છે ?

વિનોદચન્દ્ર—અમારા પુત્ર વિશુનો, લખડાની મા, જરા દીવો અહીં લાવજે. દીવો આવતાં તેમણે બધો પત્ર વાંચ્યો. તેમને ખબર નથી કે વૈદ્ય આ કાગળ સાંભળે છે કે નહિં, આ મનોરમાના હાથે લખેલો વિશુનો પત્ર છે.

વૈદ્યરાજજી ઔષધ આપી ચાલ્યા ગયા. શંભુપ્રસાદને વિનોદચન્દ્ર પોતાના પુત્ર વિશ્વેશ્વરનું રૂપ, ગુણ, બુદ્ધિ અને બીજી વાતો કહેવા લાગ્યા.

આમ બે અઠવાડીયાં વિતી ગયાં, પણ વિનોદચન્દ્રનો જવર ઓછો ન થયો. ત્યારે તેણે મહેલ્લાના એક છોકરાને બોલાવી પોતાના વિશુને પત્ર લખાવ્યો. તેમાં લખ્યું કે, "હું ખુશીમાં છું. આજ કાલ મારી તબીયત બરોબર રહેતી નથી, પણ ચિંતા કરવા જેવું નથી."

જ્યારે હરિશંકરે સાંભળ્યું કે વિનોદકાકાને બચવાની હાલ કોઇ આશા નથી. ત્યારે એ તેમને જોવા માટે આવ્યા. આમ તેમની એક બે વાતો કરી વિનોદચન્દ્રે ઉંશીકા તળેથી કાગળ કાઢી હરિશંકરને વાંચવા આપ્યો. લ્યો ભાઇ જરા આ વાંચો તો ખરા.

આ પત્ર બહુ મેલો થઇ ગયો હતો. બેએક જગ્યાએથી કાંઇ ફાટયો પણ હતો. પૂરેપુરો વંચાતો ન્હોતો. બન્યું ત્યાં સુધી હરિશંકરે એ વાંચ્યો. વાંચીને કહ્યું આ તો મનોરમાના હાથનો લખેલો છે.

વિનોદચન્દ્ર હા, મનોરમાના હાથનો જ લખેલો છે. પણ એ પત્ર મારા પુત્ર વિશુનો છે.

હરિશંકર–હા, નીચે આનું નામ તો છે.

પણ હરિશંકરની એ વાતથી વૃદ્ધ વિનોદચન્દ્રને સંતોષ ન થયો તેમણે કહ્યું. એનું નામ છે, એનો કાગળ છે. મનોરમા તો માત્ર લખનારી છે. જયારે વિશુને લખતાં આવડશે ત્યારે તે જાતે જ મને કાગળ લખ્યા કરશે.

હરિશંકરે માથું હલાવ્યું.

વિનોદચન્દ્ર ઉત્સાહથી કહેવા લાગ્યા. કેમ ભાઇ વાંચ્યોને ? અમારો બેટો રાત્રે દાદાજી દાદાજી કહી ચમકી ઉઠે છે. અને રડવા લાગે છે એ શું કદી મને ભૂલી શકે ખરો ?

આટલું કહેતાં તો વિનોદન્દ્રની આંખોમાંથી બે ટીપાં આંસું નીકળી ગાલપર થઇ ઉશીકાપર પડયાં.

લખાડાની મા પાસે જ બેઠી હતી. તે હરિશંકરને ઇશારો કરી બહાર લઇ ગઇ અને કહયું; પંડિતજી, હવે આપ પધારો આપ વધુ બેસશો તો આખો દિવસ એ આ પ્રકારની વાતો કર્યા કરશે.

ચાર પાંચ દિવસ વીતી ગયા. વિનોદચન્દ્રની હાલત બહુ ખરાબ થઇ ગઇ. હવે શંભુપ્રસાદ રાત દિવસ વિનોદચન્દ્રની પાસે જ રહે છે. વચમાં વચમાં વૈદ્યરાજ પણ જોઇ જતા.

આજે આખો દિવસ તેમને હોશ નથી. સંધ્યાકાળ પછી ભાન આવ્યું, એ પછી કાંઇક ભાન હતું અને કાંઇક બેભાન હતું બસ એવી અવસ્થામાં પડયા હતા. અડધી રાત્રે તેમણે કહ્યું:—બેટા મારો વજીર આપી દે. જલ્દી આપ, નહિં તો આ બાજી હારી જઇશ.

શંભુપ્રસાદ પાસે હતા તેમણે કહ્યું; બાબુજી આપ શું કહો છો?

વિનોદચન્દ્રે શંભુપ્રસાદ સામે જોઇ ગભરાઇ ઉશીકા નીચે હાથ મુકયો જાણે તેમની કોઇ વસ્તુ ખોવાઇ ગઇ છે, અને તેમને હાલ તેની જરૂર છે, પણ શોધતાં મળી નહિં. એ પછી તેમણે નિરાશ થઇ પાસું બદલતાં કહ્યું; બેટા વિશુ, હવે તો વજીર આપ. વજીર કયાં સુધી રમું?

આ વિશ્વરૂપી શેત્રંજની રમત રમતાં વિનોદચન્દ્રનો વજીર ખોવાઇ ગયો હતો. તે જાણે કાતર ભાવથી વિશ્વપતિ પાસે એ વજીરની ભીખ માગી રહ્યા હતા. શંભુપ્રસાદ તેમની પાસે ઉભા હતા, લખડાની માએ મોં પાસે દીવો લાવી જોયું તો તેમની આંખો ઉંચી ચઢી ગઇ હતી માત્ર હોઠ કંપતા હતા. એ હોઠ ફફડાવી જાણે કહેતા હતા કે. "વિશ્વેશ્વર, વગર વજીરે હું કયાં સુધી રમું,લાવો, ભાઇ હવે વજીર...

બીજે દિવસે હરિશંકરે શ્યામનોહરને પત્ર લખ્યો કે કાલ રાત્રે વિનોદકાકાનો સ્વર્ગ વાસ થયો છે.

